


# ARMY ફોજનાં ગીતો. SONGS.

જય પ્રભુ ઇસુ ! જય અધિરાજ !
જય પ્રભુ, જય જયકારી !

ાપ નિમિત દુઃખ હાજ ઉઠાવી પ્રાણ દીધા બલિહારી.
ાપ થકી તું પાપીને તારશે તોડી બંધન ભારી.
પાપી હાલ તુજ પાસે આવે, લેશે તું અંગીકારી.

અમદાવાદ.

મુક્તિફોજનું મુખ્યસ્થળ

# Translations set to Indian airs

A charge to keep 117
All things are possible 118
Doctrines and Principles 124 to 127
First and 23rd Psalms 71, 1
I've found a Friend in Jesus
Jesus, I my Cross
O Boundless Salvation
O God of pure and perfect Love
On Character, from O. & R.
Seven Steps to Salvation
Sun of my soul
The Heart of True Religion
There is a Fountain

---

Compiled by Brigadier Dayasaga,
Published by Col. J. Spooner, Ahmedaba
Territorial Commander of G. W. I. Territory, and printed by Dahyabhai Dalpatram Patel, P. H. M. Press, Shahpur, Ahmedabad.

Dec. 1919 3000 Copies.

EDITION 1st.

**Price 2 Annas.**

# Army Songs.



# ફોજનાં ગીતો.



## *When I survey.*

વધસ્તંભને ધારી જોતાં-ત્યાં મુઓ ગૌરવનો સરદાર-
…રાને ગણું ટોટા, ને ગર્વનો હું કરૂં ધિક્કાર.
થાય કે કરૂં ગર્વ, શિવાય કે ખ્રીસ્તના મૃત્યુ માંય;
વ્હાલું તે હું સર્વ ખુશીથી નાંખું તેને પાય.
દેલ માથું, હાથ પાયથી, વહેછે પ્રિતને લોહીની ધાર
કોણે પ્રિત એવડી ! કે તાજ કંટક એવો પેરનાર !
જો આખી સૃષ્ટિ હોય મારી તોએ તે ઘણું ઓછું થાય;
પ્રિત બદલે એવી ઇશ્વરી તન મન ધન તથા પ્રાણ અપાંય.

## *Tell me the story of Jesus*

૨ ઈશુ વિષે મને કહેજો, વાત તેની મને શિખાડ;
દિલ મારાપર લખી લેજો, તમારો હું માનીશ પાડ.
દુતના મધુર ગીતના વિષે, તે જગમાં આવ્યો ત્યારે,
પરમઊંચામાં મહિમા, પૃથ્વીપર હોજો શાંતિ.
ઇસુ વિષે મને કહેજો, વાત તેની મને શિખાડ;
દિલ મારા પર લખી લેજો, તમારો હું માનીશ પાડ

**વધસ્તંભ પર તેને ટાંગ્યો દુઃખમાં તે તરફડ્યો ત્યાં;**
કબરની માંહી તેને રાખ્યો, પછી થયો સજીવન.
આ વાતમાં પ્રેમ કેટલો હોય છે, મજ કાજ તેણે સૌ કીધું
કહેતાંજ તો રડવાનું થાય છે, પાપ મારૂં તેણે લીધું.

*"Behold, behold the Lamb of God.*

૩ જુઓ, જુઓ દેવનું હલવાન, વધસ્તંભપર,
પાપી કાજ હોતું બલીદાન, વધસ્તંભપર;
સાંભળો તેની વાણુ કાન ધરતાં,
"રે પાપી કેમ નથી ફરતા ?"
આવી જુઓ મરતો ત્રાતા, વધસ્તંભપર

૨ હાંક મારે છે ભારે દુઃખથી વધસ્તંભપર.
લોહી વહે છે હાથ, પગ, કુખથી, વધસ્તંભપર
સુરજ નથી આપતો અજવાળ,
રાત જેવો ઘોર અંધકાર દિન કાળ,
જુઓ તમારા દેવને હાલ, વધસ્તંભપર.

૩ હું એજ સુવાર્ત્તા બધે કહું, વધસ્તંભની.
ને બીજા કંઇમાં નવ હરખાઉં, સ્થંભવિના.
હા; એનીજ વાત હું ફેલાવું, તે વિષે સહુને સમજાવું,
કે ઈસુએ મજ કાજ સહ્યું વધસ્તંભપર.

*On the Cross of Calvary.*

૪ કાલવરીના સ્થંભ ઉપર, ઇસુએ સહ્યું મરણ;
વહ્યું અમુલ્ય લોહી, કે પાપને કરે હરણ.

શુદ્ધ કરનાર લોહી વહે છે, હીમ જેવું સાફ કરે છે !
ઇસુએ મારે લીધે સહ્યું કાલવરીના સ્થંભ ઉપર.
વધસ્તંભ પર, વધસ્તંભ પર;
ઇસુએ મારે લીધે સહ્યું વધસ્તંભ ઉપર.
જુઓ કેવો, કેવો પ્રેમ, લાવ્યો મને ખ્રીસ્તની ગમ !
જુઓ કેવો મોટો પ્રેમ, માગે છે સંપૂર્ણ હોમ.
સોંપું છું તન, મન ને ધન કેમકે તે થયો જગન;
ઇસુએ મારે લીધે સહ્યું વધસ્તંભ ઉપર.

*Tune:—So early in the morning.*

૫ છુટકો છે સઘળાને કાજ, ખ્રીસ્ત છે આવ્યો કરવા રાજ,
તેના નામને મહિમા થાય, સઘળા પાપી બચી જાય.
સઘળાં પાપ છોડીને મુક્તિ પામી લ્યો.
૨ જો ગુનેગાર છો બિલકુલ, તો પણ પાપ કરો કબુલ;
ફરો સર્વ ભુંડાઇથી તો મુક્તિ પામી શકો છો.
૩ આ જગમાં સંતોશ નહિ થાય, તે કોણ આપે ખ્રીસ્ત સીવાય
દારૂ અફીણ છોડી દો, જલદી મુક્તિ પામી લ્યો.

*Jesus the name high over all.*

૬ ઇસુ છે નામ સૌથી ઊંચું આકાશ ને પૃથ્વી પર;
માણસ તેની ભક્તિ કરે, સેતાનને લાગે ડર.
૨ જે પાપમાં મરી ગએલા જીવે છે આ નામે;
જે છે સેતાનના ફાંદામાં તે છુટકો તર્ત પામે.
૩ પાપની સાંકળને તોડે છે ને આપે છે છુટકો;
તેના લોહીથી સર્વ છુટે, તેથી હું છુટેલો.

૪ હે કે સર્વ લોક ચાખી જુએ ઇસુનો પ્રેમ અપાર;
આખા જગમાં અજવાળું, થાય ને જતો રહે અંધકાર.

## *Hark the Gospel News.*

૭ આખા જગના છેડા સુધી, સાંભળો સઘળા સમાચાર;
પાપીને તારવાને લીધે ઇશુ થયો છે મરનાર;
હે પાપીઓ, જુઓ તેનો પ્રેમ અપાર.
૨ કૃપા, નદી જેવી વહે છે, લાખોને મળી તૃપ્તી;
તોપણ આજ સુધી ચાલે છે, ખ્રીસ્તની વિંધાએલી કુંખથી;
સઘળાં જીવે, ઇસુ દાતા છે મુક્તિ.
૩ ખ્રીસ્ત ઉપર છે ઇચ્છા મારી, સ્વર્ગમાં તેને મળી
દેવની કૃપાના સાગરમાં નાહીશ સદાકાળ સુધી;
તેની કૃપા, મારામાં જાણું પુરી.

## *There is a Better World.*

૮ એક આથી સારી છે સૃષ્ટિ, બહુ સુંદર !
જેમાં પાપ અથવા દુઃખ નથી, બહુ સુંદર !
ત્યાં હવામાં સંગીત સંભળાય, ને સુંદર દૂતનાં ગાયન થાય
ને વીણા વાગે છે સદાય, બહુ સુંદર !
૨ ત્યાં જંગલી પશુ અથવા સાપ, આવશે નહી !
ત્યાં મોત કે મંદવાડ, ટાઢ કે તાપ, આવશે નહી !
ને જેઓ ખ્રીસ્તના લોહીથી છુટકારો પામેલા નથી,
ત્યાં ન પસ્તાનાર કોઇ પાપી આવશે નહીં !
૩ પણ સઘળા પાપીઓને કાજ ખ્રીસ્ત મુઓ !
તે માટે મુક્તિ પામો આજ, ખ્રીસ્ત મુઓ !
છુટકારો છે દરેક પાપથી, ને સૌને વાસ્તે છે શાંતિ
મળશે એક મુગટ તેજસ્વી, ખ્રીસ્ત મુઓ !

## *Jesus, Lover of my Soul.*

૯ ઇસુ ! મજપર પ્રેમ કરનાર, તારી સોડમાં આવવા દે,
મધ્યે આંધી ને અંધકાર, સંકટ નવ વેઠાય જ્યારે;
શાંત થશે જ્યાં લગ તોફાન, ત્યાં લગ થા મારો તારનાર;
જ્યારે ખેંચું છેલ્લો દમ, મારો કરજે અંગીકાર.

૨ બીજો નથી આશરો, તારા પર છે મારી આશ;
મને તજીશ મા એકલો, મદદ કરવા રહેજે પાસ.
તારાપર છે સૌ આકીન, તારાથીજ મળે છે સહાય;
ઢાંકજે તારી પાંખોથી, મજથી વેગળો કરજે ભય.

૩ દયા તારી છે અપાર, તેથી ધોવાય પાપ મારાં !
મજપર રેડ કૃપાની ધાર, મને સાફ કરજે મનમાં.
તું છે જીવનનો ઝરો, મને છુટથી પીવા દે;
જેમ જળથી ભરાય કુવો, તેમ મજમાં ભરાતો રહે.

## *Rock of Ages.*

૧૦ ખડક, ચીરેલ મારે કાજ, મને સંતાડ તારામાંજ,
જળ તથા લોહીની ધાર તારી કુંખથી જે વહેનાર,
પાપનો પુરો થાવ ઉપાય, બચાવીને આપો જય.

૨ આંસુ મારાં સદા વહે, આસ્થા મારી સદા રહે;
તો પણ તેથી પ્રાયશ્ચિત પાપનું નવ થશે ખચિત,
તુજપર વિશ્વાસ છે ઇસુ, મુક્તિ આપશો કેવળ તું.

૩ જ્યારે મરણ આવશે પાસ, જ્યારે જશે મારો શ્વાસ,
જ્યારે હું ચઢીશ આસમાન, જ્યારે જોઇશ રાજ્યાસન,
ખડક, ચીરેલ મારે કાજ, મને સંતાડ તારામાંજ.

## *The Voice of Wisdom cries.*

૧૧ પરમેશ્વર બોલે છે આવોરે!
સઘળા પાપથી ફરો, ને કરો પસ્તાવો,
મુક્તિ માર્ગમાં ચાલો, આવોરે!

૨ તમે જે ઘરડાં છો,–આવો રે!
મોત તમને જલ્દ આવે, હાલ મુક્તિનો દિવસ છે,
પ્રભુ દયા કરશે–આવો રે!

૩ તમે જે છો જુવાન,–આવો રે!
પામો મુક્તિનું દાન, આપો ઇસુને માન;
સીપાઇઓ થાવ બળવાન, આવો રે!

૪ બારણું છે ઉઘાડું–આવો રે!
પણ બંધ થશે જ્યારે, રે! શું કરશો ત્યારે!
અફસોસ થશે તમને! આવો રે!

## *Christ for me.*

૧૨ મન મારૂં સ્થિર છે તારાપર, ખ્રીસ્ત મારો,
ઠરાવ કીધો છે ખરેખર, ખ્રીસ્ત મારો.
છે રાજા, યાજક, સદ્ગુરૂ, જેણે મને તારણ દીધું,
ને જ્યાં લગ શ્વાસ છે હું ગાઉં, ખ્રીસ્ત મારો.

૨ ધન વિશે છો ફુલે બીજા! ખ્રીસ્ત મારો.
મન તેનું છુટે નહિ સદા, ખ્રીસ્ત મારો.
તમારૂં સોનું જાય ઘસી, તમારૂં માન ટકનાર નથી,
મજ ભાગ રહેશે સર્વકાળ લગી, ખ્રીસ્ત મારો.

૩ હું માંદો અથવા સાજો હોઉં, ખ્રીસ્ત મારો.
જો નિર્ધન અથવા ધનવાન થાઉં, ખ્રીસ્ત મારો.
ને જ્યારે આવશે મૃત્યુકાળ, ને ભવસાગરની મુકું પાળ
ત્યારે મને નહિ લાગે ફાળ, ખ્રીસ્ત મારો.

૪ હાલ મારૂં ગીત કોણ ગાઇ શકે, " ખ્રીસ્ત મારો.
મજ સત્ય, વાટ ને જીવન છે, ખ્રીસ્ત મારો."
તો મનોમન ને હાથોહાથ, મેળવી ચાલીશું સંગાથ,
સૌ દેશમાં પોકારી આ વાત, " ખ્રીસ્ત મારો."

## *The Heavenly Railway.*

૧૩ કરેલી છે સ્વર્ગી રેલ્વે, બનાવનાર સ્વર્ગનો રાજા છે,
આ રેલવે છે તો બહુ લાંબી, આ જગથી જાયછે સ્વર્ગસુધી
જશોરે, જશોરે, સ્વર્ગી ગાડીએ બેશીને
જશોરે, જશોરે સુંદર સ્વરગ સુધી ?
પસ્તાવો છે સ્ટેશનનું નામ, જ્યાં ગાડીમાં બેસાય છે ત્યાં;
પૈસા નહિ બેસે ટીકીટ માટ કેમકે ઈસુ છે પોતે વાટ.

## *In evil long I took delight.*

૧૪ બહુ કાળ લગ પાપ કરવામાં હું નિર્લજ થઇ હરખાતો
પણ મને મળ્યો જ્યાર ઇસુ મેં પસ્તાવો કીધો.
રે હલવાન દેવનું હલવાન જડેલ વધસ્તંભે,
તું મારે કાજ થયું જગન પાપથી છોડાવવાને.
મેં વધસ્તંભપર જોયો એક પીડા પામતો મહાન,
તેણે મને જોયો કે છેક પાણી થયું મજ મન.

## *God is Love.*

૧૫ આવો ગાઇએ સૌ મળી, દેવ છે પ્રિત.
સ્તુતિ કરો આકાસ ધરતી, દેવ છે પ્રિત.
પાપમાંથી જાગો દરેક જન, મનમાં કરો મધુર ગાયન,
ઇસુને કરો સુવંદન, દેવ છે પ્રિત.
૨ પ્રગટ કરો સૌ સંસારમાં દેવ છે પ્રિત.
ખ્રીસ્ત પાપીઓનો છે ત્રાતા દેવ છે પ્રિત.
તેના લોહીથી પાપ ગયું, આત્મા થકી અજવાળ થયું.
હરખનું ગીત છે અમારૂં, દેવ છે પ્રિત.

## *Down in the Garden.*

૧૬ અંધકાર હતો ગેથસેમાને તારી વાડીનીમાંય.
જ્યારે જગત્રાતા ઇસુ કરતાં પ્રાર્થના સંભળાય.
વાડીમાં સાંભળો રડવાનો અવાજ,
ત્યાં ઇસુ કરે છે પ્રાર્થના વેદના પામી આપણે કાજ !
ઇસુ જગત્રાતા સાથે રડવાદે !
દયા કરજે મુક્તિદાતા મને દયા મળે છે.
આગ્રહથી પ્રાર્થના કરે છે કષ્ટે થઇને ભર;
ને લોહીના જેવા પરશેવા પડે છે જમીનપર.
એકલો દુઃખમાં તેને જુઓ, શિષ્યોથી નહિ રહેવાય.
પણ જેટલું દુઃખ તેણે વેઠયું આપણાથી નહિ કહેવાય.

## *My soul is now united.*

૧૭ ખરો દ્રાક્ષવેલો ખ્રીસ્તમાં કરેલો છું કલમ,
નહિ ગણતો તેની દયા પણ બદલાયું છે મન;

હું દેવનો હતો અજાણ, પણ ખ્રીસ્તે સ્વીકાર્યો,
પાપથી આપ્યું છે તારણ ને મને માફ કીધો,
૨ પ્રાછીત પર મેં સૌ સોંપ્યું, કે આવ્યો દેવ આત્મા,
હું નવો જન્મ પામ્યો, માફ થયાં પાપ મારાં;
હાલમાં છે મને ખાત્રી જો વિશ્વાસુ થઈ રહું
કે મોત કાળ થશે શાંતિ, ને સ્વર્ગમાં જઈશ હું.
૩ જળ જવાળાથી ઘેરાઈને, સ્થિર થઈ આગળ ચાલું,
ગોરત્તપર તાકી રહીને, હું કદી નવ ગભરાઉં,
ખ્રીસ્ત હજી છે મજ મુક્તિ, તે કરતાં જોયે શું ?
મન દોષિત કરતું નથી, મજપર ખુશ છે ઇસુ.

*Praise God for what He's done for me.*

૧૮ ઇસુના નામને ધન્ય હો! મને તેણે દેખતો કીધો;
હું દોડતો નર્કની ભણી, પણ તેણે તાર્યો કૃપાથી,
ઈસુના નામને જય બોલો! જયજય બોલો! જયજય બોલો!
ઇસુના નામને જય બોલો, કે તેણે મુકિત માર્ગ ખોલ્યો !
પ્રભુએ મને માફ કીધો માટે ગાઇશ તેનાં સ્તોત્રો;
અગાઉ હું ન'તો ગાતો પણ હાલ નિત્ય ગાઈશ તેના ગુણ.
ઇસુના નામને ધન્ય હો અમને આપ્યો છે છુટકારો;
તે હાલ કહેછે"આગળ ચાલો, ને યુદ્ધ પછી સ્વર્ગમાં મળો"

*Oh, Happy day that fixed my Choice.*

૧૯ ધન છે તે દિવસ જેમાં હું તને મળ્યો મારા ઇસુ;
મન મારૂં કેમ નહીં હરખાય ને રાતદિન તારી સ્તુતિ ગાય ?
ધન છે રે! ધન છે રે! મારા બચાવના દિવસને !
મને ઇસુએ માફ કીધો ને મારા પાપનો ભાર લીધો;
ધન છે રે! ધન છે રે! મારા બચાવના દિવસને !

ધન છે તે પ્રેમના બંધન જે રાખે છે તેની પાસ મને,
હું તેની પાસે આવું છું ને મનથી તેને સેવું છું,

*My Jesus I Love Thee.*

૨૦ ઇશુ તારી ઉપર છે પ્રીતિ મારી,
છોડી સઘળાં પાપ કરૂં સેવા તારી;
હે દયાળું દેવ મારા મનનું અજવાળ,
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ.

૨ આદીથી અંત સુધી તું કરનાર છે પ્રિત
ને મારે કાજ મરી થયો છે પ્રાયશ્ચિત;
તેં સઘળાં દુઃખ સહ્યાં, હે ઇસુ માયાળ,
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ.

૩ જીવતો કે મરતો સાંભળું તારી વાણ,
ને જ્યાં લગ છે શ્વાસ તારાં કરીશ વખાણ,
ને ગાઈશ જ્યારે આવશે મરણનો કાળ,
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ.

૪ આકાશી મુકામમાં, આનંદી અપાર,
ભકિત પ્રેમ કરવા હું હોઈશ તૈયાર;
પહેરી સ્વર્ગી મુગટ ગાઇશ સદાકાળ,
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ.

*Golden Harp.*

૨૧ કોજને જુઓ,સ્વર્ગમાં જાયછે,પામશે મઢેલો ચળકતા
જ્યાં ઉજળાં વસ્ત્ર પહેરાયછે, સ્વર્ગી વીણા વાગે ત્યાં.
સોનેરી વીણાઓ છે સ્વર્ગમાં, ઉજળાં વસ્ત્ર છે તૈયાર;
સાથે ચાલો હાલેલુયા વાટમાં નીલ આકાશની પેલેપાર

ગાનારાની હાલેલુયા સંગમાં જ્યાં સ્વર્ગવાસીઓ રહે છે,
મીઠા રાગ સૌ હાલેલુયા રંગમાં ગાવા માટે ચાલો રે.
ચાલો, જીવનની નદીપર મુક્તિના સુરવીરો છે;
જે સાચા રહ્યા પૃથ્વીપર તેઓ અમને ત્યાં મળશે.

## *I've found the Pearl.*

૨૨ મને મળ્યું અણમૂલ મોતી, આનંદે ગાયછે મન;
હરખાયા વિના ચાલે નહી, મને છે કેવું ધન!
ખ્રીસ્ત મારો છે સર્વનો પ્રભુ, રાજાઓનો રાજા;
ન્યાયનો સુરજ છે ઇસુ; ઇસુ છે જગત્રાતા.
ખ્રીસ્તછે મજઅન્ન,ખ્રીસ્તછે મજજળ ઔાષધને તંદુરસ્તી
મજ શાંતિ, આનંદ, તથા બળ, ધન મારૂં ને કીર્તિ.
મજ ખ્રીસ્તમાં મિત્ર ને પિતા, પ્રીતમ ને પ્રેમી ભાઇ,
વકીલાત કરનાર આકાશમાં, એ સર્વ ગુણ સમાય.
મજ ખ્રીસ્ત છે સો કરતાં ઊંચો, મજ ખ્રીસ્ત ને શું કહું ?
છે ખ્રીસ્ત પહેલો છે ખ્રીસ્ત છેલ્લો મજ ખ્રીસ્ત છે મારૂં સહુ.

## *Jesus, I my Cross.*

૨૩ ઇશુ હું તો સઘળું મુકી, વધસ્તંભ ઉઠાવું છું.
ઠઠ્ઠા દુઃખ ને સંકટ વેઠી તારી પાછળ ચાલીશ હું.
તારા પગલામાં હું ચાલીશ, મારે બદલે મુઓ તું;
ને જો સઘળા તને છોડે હુંતો રહીશ વિશ્વાસુ.
૨ ને જો જગત ઠઠ્ઠા કરશે એમજ ઇસુને કર્યું;
જગના લોકો જુઠા નીકળે, સદા સાચો છે ઇશુ
૩ જયાં સુધી તું પ્રસન્ન રહે છે, બુદ્ધિ,બળ ને પ્રેમના નાથ
શત્રુ છો મને ધિક્કારે ! ફિકર નહિ, તું છે મજ સાથ.

*Cleansing for me.*

૨૪ ૧ સફાઇ મારે કાજ, ઇશુના લોહીથી,
સફાઇ મારે કાજ, સફાઇ મારે કાજ;
ઇશ્વરની પાસે કરૂં છું અરજી.
સફાઇ મારે કાજ, સફાઇ મારે કાજ,
પાપમાં જો હું પડયો હોઉં વારંવાર;
ને શેતાન શત્રુ થકી પામ્યો હાર,
તોપણ વિશ્વાસથી હવે છું જીતનાર;
સફાઇ મારે કાજ, સફાઇ મારે કાજ.

૨ ક્રોધ, અહંકાર ને સઘળી ભુંડાઇથી; સ૦
પાપનાં કલંક તથા બીક માણસની, સ૦
ઈશુ જગત્રાતા, જો નબળો હું છું;
તોપણ વિશ્વાસથી તને પકડું,
ને તારા બળથી સદા ઉભો રહું, સ૦

૩ લોક મેણા મારે તેની બીક થકી, સ૦
બોલવાને, ગાવાને થાઉં હિમ્મતી, સ૦
મને ઉલટાવવા સેતાન કરે જોર,
ને ભુલવવાને પરીક્ષા લાવે ઘોર.
ત્યારે તેના મુખ સામું કરૂં શોર. સ૦

*Give me a heart to praise my God.*

૨૫ મારા દેવની સ્તુતિ કરવા એક સાફ મન દે મને,
જેને તારૂં લોહી સદા પાપ વિના રાખે છે.

એક મન જે નમ્ર લીન, આધીન, ત્રાતાનું રાજ્યાસન,
જેમાં સંભળાય છે ખ્રીસ્તનીજ વાણ જ્યાં ઇસુ છે રાજન.
એક નમ્ર, શાંત રદય દેજે, વિશ્વાસ કરનારને શુદ્ધ,
જે ખ્રીસ્તને કદિ નહિ તજે, સ્થીર રહેનાર વચ્ચે યુદ્ધ.
એક મન જેના છે સાફ વિચાર; દેવની પ્રિતથી ભરપુર
પુરણ, ઉત્તમ, ઉપકાર માનનાર, તુજ મન જેવુ ઇશ્વર.
હે દેવ દેજે તારો સ્વાભાવ, તર્ત ઉતર ઉપરથી,
મન મારાપર લખ તારૂં નામ, સર્વોતમ નામ પ્રીતિ.

## *My God I know I feel Thee Mine.*

૨૬ હે દેવ, તું મારો છે પ્રભુ, હું નહિ મુકું તને,
જ્યાં લગ સાફ નહિ થાય મન મારૂં, ને શાંતિ થાય મને
હું ધ્રુજનાર હાથે ઝાલું છું પણ તને નહિ મુકું,
હું વિશ્વાસથી તને ભાળું ને તારા ગુણ જાણું.
ઇસુ, તારો સર્વ જીતનાર પ્રેમ મન મારામાં ફેલાવ;
ત્યારે નહિ તોડું તારો નેમ પામી દેવનો સ્વાભાવ.
હે કે આકાશથી આગ પડે, ખાખ કરી પાપનો ભાવ !
આવ, દેવના આત્મા મારાપર, પવિત્ર આત્મા, આવ.

## *Blessed Lord in Thee is Refuge.*

૨૭ પ્રીય દેવ, તું છે મજ આશ્રો, ધ્રુજનાર જીવની સલામતી,
નમનાર શિરનો તું છે ટેકો, ચોગમ જ્યારે હોય આંધી;
તને માનીશ, મોત લગ તુજ સ્વાધીન રહી.
ગયા કાળમાં વિશ્વાસ ઓછો તોફાન મધ્યે રાખ્યો મેં;

ધીમે ધીમે હાલ છે વધ્યો અણદીઠ વાતો માનીને;
પ્રેમી ઈસુ, તારા હાથપર ટેકવા દે.
વિશ્વાસ જેથી વિજય આવે જ્યારે હાર પાસે દેખાય,
જે યુદ્ધને બદલે જય લાવે, આજથી સદા મારો થાય;
જયવાન વિશ્વાસ, અજીત, જેમાં નથી ભય.

*Oh! send a revival again.*

૨૮ એલીયાના ઇશ્વર આગ મોકલ અમપર,
છે એજ વિનંતી અમારી,
દેવાત્મા મોકલ એક મુકિતની રેલ,
રે જાગૃત કર પ્રજા તારી.
રે જાગૃત કર પ્રજા તારી, રે જાગૃત કર પ્રજા તારી,
મહામોટી ઇચ્છા અમારી છે આ
કે જાગૃત થાય પ્રજા તારી.

૨ સર્વ શકિતવાન આત્મા, કહે છે લોક તારા,
સત વચનપર આધાર રાખી.
દેવ કરજે કૃપા ને સાંભળ પ્રાર્થના,
રે જાગૃત કર પ્રજા તારી.

*Jesus keep me near the Cross.*

૨૯ વધસ્તંભ પાસ રાખ મને, પ્રીય પ્રભુ ઇસુ;
જ્યાં શુદ્ધ કરનાર ધાર વહે છે તારણ કરવા સૌનું.
ક્રૂસની માંય, ક્રૂસની માંય હું હરખાઈશ સદા;
જ્યાં લગ મારો આત્મા જાય, મોતપાર સ્વર્ગી દેશમાં.

હતો ધ્રુજતો ક્રૂસની પાસ, પ્રભુ મને મળ્યો;
મજપર પ્રેમ રાખીને ખાસ છે મને સ્વીકાર્યો.
ક્રૂસ પાસે ! દેવના હલવાન, મને ક્રૂસ સંભરાવજે;
રોજ તેની છાયા તળે, તું મને ચલાવજે.

*Full Salvation! full Salvation!*

૩૦ પુરી મુક્તિ ! પુરી મુક્તિ ! ઉઘાડેલો છે ઝરો,
વહેતો છે ત્રાતાની કુંખથી, સૌને આપનાર છુટકારો.
પુરી મુક્તિ ! વહે છે સાગર મહા મોટો.
ધન્ય, સ્તુત્ય પ્રકિટકરણ ! સફાઇ આપનાર ધાર જુઓ,
પાપ કલંકથી આપી તારણ કરનાર હીમથી ઉજળો,
પુરી મુક્તિ ! ધન છે અનુભવ તેનો !
પ્રેમની ધાર અજીત ચાલેછે, હાલમાં મારા દિલની માંય
વિચાર, ઇચ્છા, સ્વાભાવ સર્વે શુદ્ધ રખાએછે તેથી,
પુરી મુક્તિ ! પાપસત્તાનો નાશ કરી.
અનંત જીવન ! સ્વર્ગી આનંદ ! મન છે આત્માનું મંદિર,
મજ સાથ ઇશ્વર, પરમસત્સંગ ! મહાનંદી, મહાગંભીર !
પુરી મુક્તિ ! આપવા વહ્યું ખ્રીસ્ત રૂધીર.
ચિંતા, સંદેહ, દુ:ખ ને રૂદન, બીકને કલેશ ગયાં દૂર;
વિશ્વાસથી મન છે સમાધાન, ઇસુ જય આપશે જરૂર,
પુરી મુક્તિ ! સદા મફત ને ભરપુર.

*Bless our Army.*

૩૧ હે તું હરેક દેશના ઇશ્વર, તારી આશીષ આપ અમને;
અર્પણ થવા કરજે તૈયાર, સ્વર્ગી અગ્નિ વરસાવજે;
ફોજની સહાય કર ! શકિતનું બાપ્તિસ્મા દે.

તારા શુદ્ધ આત્માથી ભરજે, આપ સિપાઇઓને સફાઈ,
ખ્રીસ્તના પુન્યે જગને તારજે, પૃથ્વિપરથી કાઢ ભુંડાઇ;
ફોજને સહાય કર ! મોકલ જ્યાં જરૂર છે તહીં.
અમને આપજે શુદ્ધતા પૂરી, તારા બળથી કર ભરપુર;
વધાર ફોજની ઉપકાર સ્તુતિ, દરરોજ વધુ જયવાન કર.
ફોજને સહાય કર ! થા અમારી ઢાલ ને ગઢ.

*I believe we shall win.*

૩૨ શત્રુને જીતનાર ફોજ છીએ અમ,
જો ઇશ્વરના બળથી લડીએ;
આત્માની તરવારથી પાપી જન,
લાવીશું અમે ઇસુ કને.
ખાત્રી છે જીતીશું જો ઇશ્વરના બળથી લડીએ.

૨ આગળથી અમે પામી છે જીત,
યુદ્ધમાં શત્રુ ને છિન્ન ભિન્ન કરી;
માટે અંત લગ લડીશું ખચિત,
ચલાવીશું તરવાર આત્માની.

૩ દેવ ને ફોજ વિષે સદા સાચા,
ઇસુ નામથી લડીશું અમે;
તળે લોહી ને આગની ધ્વજા,
આખું જગ લાવીશું ખ્રીસ્ત કને.

*Strike for Victory.*

૩૩ જય પામવાને લડો દેવના સીપાઇઓ,
હથિઆરબંધ થજો, તરવાર ચલાવો;

ઉંચી કરો ધજા ને પવિત્ર રહો,
સેતાનની સૌ સેના જઇ નસાડી દો.
જય પામવાને લડો, શૂરવીરો;
જય પામવાને લડો, જય પામશો;
જય પામવાને લડો; ટકી રહો;
ઇસુ છે સરદાર, નહિ હારશો.
૨ જય પામવાને લડો, સ્થંભના સીપાઇઓ,
સુખ આરામને તજો, હાનીમાં હરખાઓ;
ટોપ મુક્તિનો લઇને પકડો તરવાર,
જીતતા ને જીતવાને થજો યુદ્ધ કરનાર.

*Tune:—Happy Song.*

૩૪ છીએ જયવાન રાજા કાજ લડનારી ફોજ,
હાલેલુયા બોલતાં યુદ્ધ કરીશું રોજ,
ઇસુએ ઉતાર્યો છે પાપોનો બોજ,
સૌને માટે છે મુક્તિ.
સૌને કાજ, સૌને કાજ, ખ્રીસ્ત મુઓ; ખ્રીસ્ત મુઓ
સૌને કાજ, સૌને કાજ, મુક્તિ છે જો લેશો તો.
૨ આખા જગને તારવા લડીશું અમે,
અમે સાક્ષી આપીશું સૌ ઠેકાણે,
મોટે સાદથી સૌને જણાવીશું કે,
સૌને માટે છે મુક્તિ.

*Sound the battle cry.*

૩૫ યુદ્ધની બુમ પાડો, શત્રુ નસાડો
ધજા ઉડાવો, પ્રભુ કાજ.

પહેરો હથિઆર, થાવ ટકી રહેનાર,
ખ્રીસ્ત છે મદદગાર તમારો આજ
ઉઠો, યોદ્ધા, બધા થજો ભેગા!
ધજા આસપાસ હારબંધ થજો સૌ.
આગળ! આગળ! બોલો હાલેલુયા!
ફોજનો ધણી છે પ્રભુ ઇસુ.

૨ લડવા થાવ બળવાન, ખ્રીસ્તપર રાખો ધ્યાન,
છે સર્વ શકિતવાન તારવાને.
લો આત્મિક તરવાર, સત કાજ થાવ લડનાર
લોકમાં અંધકાર મટાડવાને.

## *Marching on in the Light of God.*

૩૬ ઈશ્વરની ખરી રોશનીમાં આગળ આગળ ચાલુંછું
જે માર્ગે ઇસુ ચાલ્યો તેજ માર્ગ આગળ ચાલું છું.
સફેદ વસ્ત્ર સોનેરી તાજ
સતાર ને ઘર, સુંદર મુકામ,
જીતનારનું માન ને સ્વર્ગી રાજ,
છે આ મારૂં ઈનામ.
છે ઇસુ મારો તારનાર, મળી છે માફી,
મારે કાજ રે તેણે આપ્યો પ્રાણ;
આનંદે ગીત ગાઉં છું તેનો પ્રેમ ચાખી
હું રહું હા હું રહું છું તેની ફોજમાં.

૨ પાપની ફોજ મને છો ઘેરે! આગળ આગળ ચાલુંછું
હું જીતીશ, ઇસુ મનમાં છે. આગળ ચાલું છું.

*Follow, follow, I will follow Jesus.*

૩૭ જ્યારે યુદ્ધ કઠણ લાગે ને વૈરી કરે જોર
ઇસુ થજે આગેવાન ને અમને આગળ દોર.
જોખમવાળી જગ્યાઓમાં તને ઝાલીશું
ચિંતા તજી તારી પાછળ ચાલીશું.
પાછળ, પાછળ, તારી પાછળ ચાલીશ.
સૌ જગ્યા જ્યાં હોય ત્યાં, પાછળ ચાલીશ હું
પાછળ, પાછળ, તારી પાછળ ચાલીશ.
જ્યાં જ્યાં દોરી લેશે પાછળ ચાલનાર છું.

૨ ભારે કષ્ટ તેં વેઠી અમને નમુનો આપી,
માટે જે તું કહેછે તે કરીશું ખુશીથી;
તારો નમુનો લઈને આજ્ઞા પાળીશું.
પ્રીતિ થકી તારી પાછળ ચાલીશું.

૩ કેવળ મ્હોની પ્રીતિ અમે કરવાના નથી;
કામ અમારૂં જોઈ બીજા પૂરશે શાહેદી.
દેવનું કામ કરવામાં આખો જીવ પણ ઘાલીશું;
દુઃખ વેઠીને તારી પાછળ ચાલીશું.

*Dare to be a Soldier.*

૩૮ દેવનું કામ કરવાને માટ સદા રાખો ધીર;
ચાલો સ્વર્ગની સીધી વાટ ને થજો સતશૂરવીર.
સિપાઈ થવા હામ ધરી એકલા રહો સ્થિર
મનથી ખ્રીસ્તનું કામ કરી ને થજો સતશુરવીર.

૨ બે મનવાળા હારે છે વાગે જ્યારે તીર;
પોતાને સંભાળે તે થાયજ નહિ શૂરવીર.
૩ શત્રુઓ તો ઘણા છે, થશો મા દિલ્ગીર;
દેવથી તેઓ હણારો જો થશો સત્‌શૂરવીર.
૪ ફોજની ધજા ઉડાવો; હૈડે રાખો હીર;
શત્રુઓને હરાવો; રે થજો સત્‌શૂરવીર.
૫ દાનિયેલ જેવા સ્થિર રહો, લડજો સદ્રે શિર;
સૌને દેવની વાત કહો; રે થજો સત્‌શૂરવીર.

*Now I can read my title clear.*

૩૯ આકાશમાં મારો છે મુકામ, મને તો છ ખાત્રી;
ત્યાં નોંધાવ્યું છે મારૂં નામ ને મુક્તિ છે મારી.
ખમીશું આંધી, બંધ થશે જલદી, પછી લંગર નાંખીશું.
જો મારી સામા ઉઠે લોક ને તીર ફેંકે શેતાન;
તેઓપર મલકાવીશ મુખ થઇને હિમ્મતવાન.
જો રેલની પેઠે દુઃખ આવે ને ચિંતા લાગે બહુ,
આકાશમાં દેવ મને લાવશે, દુઃખ, ચિંતા મટશે સહુ.

*Shout aloud Salvation.*

૪૦ મુક્તિનો કરો પોકાર ને ગાવ તેનું ગાયન,
એવી રીતે ગાજો કે સૌ જગ કરે ભજન,
ગાજો, જેમ આગળ ગાયું દેવના હજારો જન,
સ્વર્ગી રસ્તાપર ચાલીને.

આગળ ! આગળ ! સુણો સુસમાચાર !
આગળ ! આગળ ! ગયો છે પાપનો ભાર !
ઇસુની સ્તુતિ ગાઇશું રે આખી પૃથ્વીપર
સ્વર્ગી રસ્તામાં ચાલીને.

૨ ચિંતાતુર હરખાય છે સાંભળી તેનો અવાજ,
અબળ બળવાન થાય જેમાં ખ્રીસ્ત કરે છે રાજ,
ફોજના લાખો લોકો પામે શકિત યુદ્ધને કાજ
સ્વર્ગી રસ્તાપર ચાલીને.

## *All hail the Power of Jesus Name.*

૪૧ સૌ ખ્રીસ્તને કરો નમસ્કાર, દુતો પાયે લાગો;
રાજમાન મુગટને લાવો બહાર, ને તેને પહેરાવો.
૨ સૌ જાત ને કોમ, હા, સર્વ પૃથ્વી, તેની આગળ આવો;
તેને સર્વ મહિમા આપી તાજ તેને પહેરાવો.
૩ હે આદમ સંતાન સૌ પાપી, ઇસુનો હક્ક માનો;
લ્યો મુકિત તેની કૃપાથી, તાજ તેને પહેરાવો.

---

# દેશી રાગના ગીતો.

૪૨ દેવે જોઇ પૃથ્વ પાપમાં રે,
તારવા ત્રાતાને મોકલ્યો જો;
૨ રોગી જનના રોગ મટાડયા,
પાપીને આપ્યું મુકિતદાન જો.
૩ તેત્રીસ વરસ જગતમાં તે રહ્યો રે,
પાપી કાજે લોહી વહેવડાવ્યું જો.

૪ ફાટયા મંદિર માંહેના પડદારે,
આખા દેશપર અંધકાર થયો જો.
૫ ધરતી કાંપી ખડકો ફાટયારે,
મુએલાં ઉઠી શહેરમાં જાય જો,
૬ મરણ પામી દટાયો ઘોરમાં રે,
પછી ગયો છે આકાશ જો,
૭ જગના અંતે પાછો આવશેરે,
પવિત્ર દુતોની ફોજ લઈને જો.
૮ મુકિતફોજ કહે છે મુકિત વિનારે,
સ્વર્ગે જતું નથી કોઈ જો.

૪૩ ઈસુની મુસીબત જે વાર તમને સંભળાવું
આંખોમાં આંસુ થકી હું કેમ ન વહેવડાવું !
૨ તેઓ તેના પર થુંકયા ને ઠઠ્ઠામાં ઉડાવ્યો,
ને પછી કોરડા મારી તેને થંભે જડાવ્યો.
૩ લોખંડની મેખો મારી ને હાથ પાયોને ફોડયા,
ને થંભને ઝટકા દેઇને તેના સાંધાને તોડયા.
૪ હાય હાય ! ગજબની વાત છે કે દોષ હતો અમારો
પણ માર્યો ગયો ઈસુ જે દેવનો દિકરો પ્યારો.

૪૪ મસીહઃ મારાં દુઃખમાં સોસાઇ ગયો રે
સોસાઇ ગયો રે વિંધાઈ ગયો રે
૧ કાંટાનો મુગટ ગુંથ્યો રે, ઇસુને માથે મુકયો રે,
ઈસુનાં વસ્ત્ર લીધાં, જાંબુડી વસ્ત્ર દીધાં

૨ પીલાતે જુલમ કીધોરે, કોરડાનો મારજ દીધોરે,
ગલગથા મધ્યે લીધો, ત્યાં વધસ્તંભે દિધો.
૩ ઈસુની પ્રીતિ કેવી રે ને કોણે કીધી એવી રે,
જે આવે તેની પાસે રે તેની મુક્તિ થાશે.

૪૫ પહાડ પરની વાડીમાં રાત્રે અંધારી,
પાપી કાજ રડતો આખી રાત કહાડી;
પ્રભુ, મને દેજે પ્રીતડીરે તારી.

૨ ઈસુ મારા પ્રભુ તારી સાથે રહું,
માણસોને તારવાને તારે કાજે લઉં;
પ્રભુ, મને દેજે પ્રીતડીરે તારી.

૩ લોહી જેવાં ટપકાં કપાળથી પડયાં,
કોણથી કહેવાય રે; પ્રભુ દુઃખ તારાં;
પ્રભુ, મને દેજે પ્રીતડી રે તારી.

૪૬ રાગઃ ધોળ. 'ભમરા પહેલો વધાવો'
ભાઇઓ સ્વર્ગથી ખ્રીસ્ત રાય પધારિયો
છોડી આકાશી રાજ, આપણ પાપીને કાજ;
તારણ દેવાને માટે ઇસુ આવિયો
૧ પ્રભુ પુત્ર છતાં નહિ કોઇએ ઓળખ્યો,
ઉલટું મૂકીને આળ, તેને વાડી મોઝાર,
પ્રાર્થના કરતો જે વાર, તેને ઝાલિયો.
૨ નિર્દોષ છતાં ચોર તરીકે બાંધિયો,
ભાલા અને તરવાર, માર્યો કોરડાનો માર,
વહે રૂધીરની ધાર, તેના અંગથી.

૩ તાજ કાંટાનો મસીહાને મૂકિયો,
કષ્ટ ઘણું સહીને ખાંધે સ્તંભ લઈને,
ગલગથાપર જઈને મરણ ભોગવ્યું.

૪ ત્રીજા દહાડે મરણમાંથી ઉઠિયો,
ચઢી ગયો આકાશે, સ્વર્ગી પિતાની પાશે,
જે કોઈ કરશે વિશ્વાસે, તારણ પામશે.

૪૭ મનડે રહેજોરે ઈસુ, તારાં શુભ શુભ ગીતો ગાઈશું.
૨ કોણ દયાળુરે તુજ જેવો, મરતાં પ્રાણ બચાવે એવો
૩ પાપી કાજેરે આવ્યો, નહિ કોઇ આવ્યો, છે તુજ જેવો
૪ વેણ દયાનારે બોલે, "પાપો નાંખો મારે ખોળે."

૪૮ પાપીઓ કેમ થાઓ મરનાર,
થાઓ તમે ઇસુની ગમ ફરનાર.

૧ પાપ તમારાં ગણવા બેસો, કરો તેનો વિચાર.
જન્મારો તો વીતી જશે ને જશો મરણને દ્વારરે.

૨ લોક લાજ રાખી ફરી ફરીને ઉપાય કરો હજાર;
મનની શાંતિ જાણ્યા વિના તમે રાખશો પાપનો ભારરે.

૩ કેવડી પ્રીતિ ઇસુએ કીધી, કીધી પ્રીતિ અપાર,
પાપીને લીધે જીવજ દીધો અમારો તારણહારરે.

૪૯ આવી છે આવી છે મુક્તિ ફોજજો,
જીતીને લેવારે ગુજરાત દેશને.

૨ જાગો જાગો સઘળા પાપી જનજો,
તપાસો મુક્તિ શી રીતે થાય છે.

૩ જે જન આવે ત્રાતા ઇસુ પાસજો,
મુક્તિ તે આપે છે દરેક જાતને.
૪ ભાઇઓ, બેનો, સાંભળો સઘળા લોકજો,
મુક્તિના વિનારે સ્વર્ગ નહિ મળે.

૫૦ મહા મહિમાએ પ્રભુ ઇસુ આવશે જો.
પવિત્ર દુતોની તે ફોજ સાથે લાવશે જો.
૨ રણુશિંગડાના નાદ ત્યારે વાગશે જો,
સર્વ મુઆં તે મુડદાં ઉઠી જાગશે જો.
૩ પાપી હાય હાય કરીને પોકારશે જો,
તે દુઃખમાંથી કદી નહી કહાડશે જો.
૪ પ્રભુ પોતાના લોકોને બોલાવશે જો,
અનંત સુખનો તે વારસો આપશે જો.

૫૧ પ્રભુ ઇસુ દયાવંત, તેથી જીવન છે અનંત;
તે પર વિશ્વાસ જે લાવે, તે જન મુક્તિદાન પામે.
૨ કોની પાસે પાપી જન, પામે મોટું મુક્તિધન ?
કોણ મટાડે મનનું દુઃખ ? કોણ પમાડે મનને સુખ ?
૩ પ્રભુ ઇસુ પ્રીતિથી આપે છે પાપની માફી;
તે મટાડશે મનનું દુઃખ, તે પમાડશે મનને સુખ.

૫૨ આવો ભાઇઓ આવો બેનો, મુક્તિફોજમાં મળવાને
ઇસુનું હાવાદળ આવ્યું ફકીર થઇને ફરવાને
૨ ઝંડા ઝાલી ઢોલ વગાડી કબુલ થયા છે મરવાને;
સૈન સુડીયા વગર કુડીઆં, એવી ફોજ કરવાને

૩ ભાંગ તમાકુ અફીણ દારૂ, પકડે છે મુકાવવાને.
ઇસુએ અવતાર ધર્યો છે, પાપી કાજે મરવાને.
૪ પાપ તમારાં પળમાં લેશે, કબુલ કરોને ફરવાને.
પુનર્જન્મ તો પામી લેવો, સાથે થાઓ લડવાને.

**૫૩** આવો તેની પાસે પાપની માફી પામી લ્યો
તેનું નામ છે નકલંક ઇસુ
તેણે આપણે કાજ પોતાનું લોહી વહેવડાવ્યું,
કે આપણાં પાપ ધોવાય, ને મનમાં શાંતિ થાય,
ને સ્વર્ગમાં જવાય. આવો૦
૨ જગને તારવા માટે, જુઓ, આવ્યો સ્વર્ગી રાય,
લોકને તારવા લીધો છે અવતાર.
તેના પ્રકાશે ખસી જશે અંધકાર.
લીધું છે ઇસુ નામ, ને કીધાં અદ્ભૂત કામ,
ને જીતશે જગ તમામ. આવો૦
૩ હું તો તેની પાસે લાચાર થઈને આવ્યો,
તેણે કીધો મારો અંગીકાર.
તત્કાળ લઇ લીધો મારા સર્વ પાપનો ભાર;
મળ્યું છે મુક્તિદાન, નહિ રહ્યું પાપ નિશાન,
હારી ગયો શેતાન. આવો૦

**૫૪** પાપીનો તારનાર છે પ્રભુ ઇસુ.
કરો તેની ભક્તિ કે જાણો તેની શક્તિ હાલેલુયા !
બોલો હાલેલુયા ! ઇસુ તારે છે ! બોલો હાલેલુયા !
૨ ખરી શાંતિ દે છે પ્રભુ ઇસુ,
મનમાં આવ્યો કે જતો રહ્યો સંદેહ, હાલેલુયા !

૩ આખા જગ કાજ મુઓ પ્રભુ ઇસુ,
ઘોરમાંથી ઉઠયો તારવાને માટે હાલેલુયા !

## ૫૫ ઈસુ તારણ દાતા છે.

૧ ધન યૌવનનું ગર્વ ન કરજે, શીરપર મોત ભમે છે;
એક દિન એવો આવશે તને, વિના જળે ડુબશે
૨ માણસ વસ્ત્ર થયાં પુરાણાં, કયાં લગ સીવે દરજી ?
દુઃખનું ભંજન કોઇ ન મળ્યું જે મળ્યો તે ગરજી.
૩ જ્યાં લગ તેલ રહે માંય બત્તી, ઝગમગ ઝગમગ બળે;
બળી ગયું તેલ હોલાઇ ગઇ બત્તી, લઇ જા લઇજા બોલે.

## ૫૬ હવે ઇસુ દે છે મુક્તિ પાપીને ને બચાવે છે.

૧ પાપી, ઉંમર જાયછે વીતી, જાગરે મરણ પાસે છે;
હાલ છે વેળા શોચ કરવાની, પછીથી તું નિરાશ થશે.
૨ જેને લીધે તું ધન કમાવે, કામમાં કંઇ આવનાર નથી.
મા, મિત્ર, તું જે વારે મરશે ત્યારે સહાય કરનાર નથી.
૩ આવજે પાપી, ઇસુની કને, તારા આત્માને તારશે;
પાપ તજીને વિશ્વાસ રાખજે, દંડથી તે ઉગારશે.

## ૫૭ ઇસુએ બચાવી લીધો મારો પ્રાણ.

૧ ત્રાતા ઇસુની પાસ પામો મુક્તિ આશ,
તે તારવા છે શક્તિવાન,
૨ કાપશે સઘળાં પાપ, કાપશે તેનો શ્રાપ,
સૌથી આપશે પુરું ત્રાણ.
૩ દારૂ, અફીણ, સૌ વ્યસન મુકી દો,
ઇસુ નસાડશે શેતાન.

૫૮ ઇસુ પાયે લાગું નામ મારૂં લખી લેજેજી.
૧ જગ અંધારૂં, વાટ નહિ સુઝે, મજને તું દોરી લેજેજી.
૨ આત્મિક નિંદ્રા દૂર કરીને, પ્રભુને મન સોંપી દેજેજી.
૩ મુક્તિદાન હાલ ઇસુ ધરે છે, આવીને પામી લેજેજી.

૫૯ નાશ નાશરે થયો પ્રલય પ્રતાપથી.
૧ દેવે દીઠું જગતમાં ખોટું, દુઃખ લાવ્યો પાણીનું મોટું રે.
૨ નુહ ન્યાયનો ઉપદેશ આપે, મન ફેરવે નહિ તે પાપી રે.
૩ હદ મુકીને પાણી ચાલ્યું, દેવે પોતાનું વચન પાળ્યું રે.
૪ આપી પાપીઓને શિક્ષા ભારી, તેના ભક્તોને લીધા ઉગારી.

૬૦ વેષ બદલે શું થયું ? મનને બદલવું જોઇએ;
એક બે વાતમાં નહિ પણ છેકજ બદલવું જોઈએ.
૧ કુટેવ બદલે રૂડી રીતિ, વૈરને બદલે પ્રિત રાખો;
લોભ લાલચ દુર કરી, છેકજ બદલવું જોઇએ.
૨ જૂઠ બદલે સત્ય વાત, ગાળ બદલે આશીર્વાદ,
કપટ બદલે ખરાપણું, છેકજ બદલવું જોઈએ.
૩ પ્રભુ તમને તારી શકશે, મનનું બદલાણ તે કરે;
તેનું માની હાલ તમારે, છેકજ બદલવું જોઇએ.

૬૧ પ્રેમ અપારના સાગર હવે મારાપર વહે,
ખ્રીસ્તનું લોહી શુદ્ધ કરે છે;
અપાર તો છે આ મુક્તિ મહાસાગર સમાન;
ને દરેક જનને સાફ કરવા છે સર્વ શક્તિવાન.
છે મફત ને ભરપૂર, ને જરા નથી દુર,
હાલ શુદ્ધ થાઓ જરૂર. પ્રેમ

२ મારાં ઘણાં પાપને લીધે અતિ લાગે દુઃખ,
મને કેમ કરી મળે સુખ ?
આંસુએ પાડું તોય ધોવાય નહિ ડાઘ;
ને વારંવાર તો કામ ક્રોધને ફાવે લાગ,
હું છું પાપનો ગુલામ, ને નાલાયક તમામ
પણ તુંમાં છે વિશ્રામ. પ્રેમ૦

૩ પરિક્ષણો ઘણી વારે મને પાડે છે,
ફતેહ કેવળ તું પમાડે છે.
સફાઈના સાગર તીરે મને જો, પ્રભુ;
હું તારી મીઠી વાણી હવે સાંભળું,
છે તારાપર વિશ્વાસ, હું આવ્યો તારી પાસ,
તું પૂરી કરશે આશ. પ્રેમ૦

૪ પૂરી મુક્તિ પામ્યા વિના કેમ કરી રહેવાય ?
હું તો પામું ગોઠે તેવું થાય ?
હું સર્વને તજી, પડું છું આ સાગરમાંય;
ને ખ્રીસ્તના લોહી થકી મળે છે સફાઇ.
ગયાં છે પાપ મારાં; છે બધાં ધોવાયાં !
જયજય ! હાલેલુયા !

૬૨ જેના ઘરે ઝુલતા હાથી, હજારો લાખ હતા સાથી,
તેઓને ખાઇ ગઇ માટી, તું ખુશ થઈ નિંદ્રા કેમ લેછે?
૨ નગારૂં કૂચનું વાગે, કે વાજું મોતનું વાગે,
જેમ શ્રાવણ મેઘલાં ગાજે, તું ખુશ થઇ નિદ્રા કેમ લેછે?
૩ જેના ઘરે પાલખી ઘોડા, જરી જર ચમકતા જોડા,
તેઓને હાલ મોતે તોડયા, તું ખુશ થઇ નિદ્રા કેમ લેછે?

૪ હમણાં જાગીને ઉઠ, પાપી, ઇસુના હાથથી લે માફી,
તને તારવા તે છે કાફી, તું ખુશ થઈ નિંદ્રા કેમ લેછે ?

૬૩ માણસ ધુળ છે ઘાસનું ફુલ છે, જલદી તે કરમાએછે,
આજ તે આવે કાલ તે જાએ, ફુલના જેવું મરે છે.
૨ જેમ અમીરને તેમ ફકીરને, બેઉને મરણ લઈ જશે.
જબરા નબળા જે જે હોય, બેઉને પાડી દેશે તે.
૩ જાગો જાગો એ પાપીઓ, નર્કથી નહી બીશો શું ?
પાપ છોડીને ખ્રીસ્ત પાસ આવો, માફી પામી શકોછો.

૬૪ બુધ્ધિ શીખો વહાલા ભાઇઓ, વિલંબ તમે કેમ કરો?
આજનો સમય મુલવાન ગણો, કાલનો વાયદો ન રાખો.
કરો પાપીઓ પસ્તાવો, કરો આજ જે જીવતા છો;
મોત છે પાસે નિશ્ચય જાણો, કાલનો વાયદો ના રાખો.
આજ તો છે તમારા શ્વાસા, આજ ઇસુની ગમ ફરો;
જ્યાં લગ શ્વાસા ત્યાં લગ આશા, કાલનો વાયદો ના રાખો.

૬૫ ઇસુ જગનો છે તારનારો તેની ગમ ફરોરે !
૧ દેવ નહિ પુછે જાત તમારી, બોલે છે શું ચાલ છે સારી?
પાપનો બોજો જે છે ભારી તે મટાડશેરે.
૨ પાપથી જેટલા છે લાદેલા, મનમાં ઘણું દુઃખ પામેલા,
કષ્ટે તથા શોક ભરેલા જલદી આવોરે.
૩ પાપની ઉંઘથી તમે જાગો, નર્કના દંડથી વહેલા ભાગો.
માફી તરત ઇસુથી માગો, મુક્તિ પામોરે.

૬૬ સાંભળો સાંભળો શુભ શુભ વાતો,
મુક્તિ ફોજની રે લોલ;
૨ મારૂં મન થયું છે શુદ્ધ ઇસુના લોહીથી રે લોલ.

૩ હું તો ગયો ઇસુની પાસ મુક્તિ પામવા રે લોલ;
૪ આપી આપી મને શાંતિ ઘણા હરખથી રે લોલ.
૫ જાણો જાણો સઘળા લોક કે ઈસુ તારશે રે લોલ.

૬૭ ઈશ્વરનો અવતાર રે તારવા આવિયો.
૧ તમોને સંભળાવું રે સારા સમાચાર;
પ્રભુ ઇસુ સૌ પાપીને છોડાવશે જો.
૨ વધસ્તંભે ઈસુ સઘળા કાજ મુઓ;
પાપ તમારાં તે સઘળાં લઇ લેશે જો.
૩ હે પૃથ્વિના લોકોરે સઘળા સાંભળો !
ઇસુ વિના તો નથી કોઈ તારનાર જો.

૬૮ ખોળી લોરે, (૨) સૌ ખરા પ્રભુને ખોળી લો.
તમે આત્મિક હથિયાર વ્હોરી લો
તમે ખરા પ્રભુને ખોળી લો,
૧ ખરા દેવની ભક્તિ કરતાં, પરિક્ષણ આવશે બહુ,
વિશ્વાસ રાખી સહન કરતાં, ખસી જશે સહુ.
૨ શાસ્ત્ર હથિયાર આપણું, તે વાંચોને રોજ,
પસ્તાવો કરો પાપનો, હલકો થાશે બોજ.
૩ સૌને માટે ઝરો વ્હે છે, ઇસુનુ રૂધીર;
તેમાં નાહી શુદ્ધ થાઓ, શુરા શુરવીર.

૬૯ જગત્રાતા તારણ દાતા ઇસુ તારે છે રે
જગત્રાતા તારણ દાતા ઇસુ તારે છે.

૧ ઉંચા નીચા, નાના મોટા, ભલા ભુંડા, ખરા ખોટા,
તે ભરે છે સૌના ટોટા; ઇસુ તારે છે.

૨ તે છે જગનું આદિકારણ, તે છે મારો તરણતારણ;
તે લઇ લે છે પાપનું ભારણ; ઇસુ તારે છે.

૩ બધા પાપીઓને માટે, તારણ કર્યું થંભને વાટે,
મુઓ તે અમારે સાટે; ઇસુ તારે છે.

૪ આવો મારી ગમ તે કહે છે; મારી હાલત તે જુએ છે;
પાપનાં કલંક તે ધુએ છે; ઇસુ તારે છે.

૭૦ ભાઈઓ, મુક્તિ પામીલોને, ઠીક થાય છે !
ઠીક થાય છે મનડું શુદ્ધ થાય છે. ભાઈઓ૦

૨ મનની વાતો પ્રભુ જાણે, છાનું રહેશે નહિ;
ધાબા ઉપર પ્રગટ થશે, વાત ઈસુએ કહી.

૩ પસ્તાઈને પાસે આવો, વિલંબ કરશો નહિ;
મરણ આવી ઝડપી લેશે, વાયદો માનશે નહિ.

૭૧ રે ધન્ય તેને—તે છે અતિ સુખી,
જે દુષ્ટોની સલાહમાં ચાલતો નથી.

૨ તે પાપીના રસ્તામાં થંભતો નથી,
અને નિંદકના આસનમાં બેસતો નથી.

૩ યહોવાહના નિયમમાં તે હરખાય છે,
ને રાત દિવસ તેનો તે વિચાર કરે;

૪ જેમ જળ કને ઝાડ સદા લીલું દેખાય,
તેમ તે ફળવાન થશે-તે નહિ ચિમળાય.

૫ જે કંઇ કામ તે કરશે તે થશે સફળ,
ને આશિષ પમાડવા તે થશે સબળ.

૭૨ તારા વિના નથી કોઇ તારણહારો, પ્રભુજી.
તું એકલો છે સઘળાનો તારણહારો, પ્રભુજી.
તને મૂકી ભટકે છે સર્વ સંસારા, પ્રભુજી.
પણ તુંમાંથી વહે છે જીવનધારા, પ્રભુજી.
તેં માફ કીધાં છે સર્વ પાપ અમારાં, પ્રભુજી.
તારાં વચન છે સર્વ સત્ય સારાં, પ્રભુજી.
તું બોલાવે છે સર્વ કષ્ટ કરનારા પ્રભુજી.
ને ઉતારે છે તેમના સર્વ ભારા. પ્રભુજી.

૭૩ જગ, દેહ, સેતાન, ત્રણે મોટા દુશ્મન
લુંટી લેવા ચાય છે તન મન ધન.
૨ સેતાનની સૌ સેના આત્માને ઘેરે છે,
જનને જીતી લેવા નિત્ય ફરે છે.
૩ તેનાથી છોડવવા આવ્યો દેવ સ્વર્ગથી,
ઈસુના લોહીથી મળે છે મુકિત.
૪ ખોળો મુક્તિ દાનને પસ્તાવાના માર્ગે,
તજો સર્વ પાપને અર્પણ થઇને.

૭૪ તું તો ઈસુ ભજીલેને પળમાં,
તારૂં જાય છે જુવાનીનું જોર;
અવસર આવો નહિ મળે.

૧ ચિત્તમાં ચેતી લેને તું પ્રાણીયા,
વ્હેલો થઈ જાને તૈયાર. અવસર૦

૨ તેં તો જીવન ગાળ્યું પાપમાં;
ભૂલી જઇને કિર્તાર. અવસર૦

૩ આવી જાને તું તો ઇસુની કને,
તારો થશે તેનાથી ઉદ્ધાર. અવસર૦

૭૫ મિત્રો, ટાંણું આવ્યું રે ભવજળ તરવાનું.
મોંઘા મનુષ્યનો ભવજળ ઉતરવા આરો;
ડાહ્યા દિલમાં વિચારી પ્રભુને સેવીએ.

૨ મિત્રો, આરે ચોઘડીયું અમૃત લાભનું;
બીજું ન મળે એવું વીજના ઝબકારા જેવું,
સતનામ પારખીને લેવું, પ્રભુને સેવીએ.

૩ મિત્રો કર્ત્તા ધણીની સેવા કીજીએ,
પાપ પહેલાનાં બાળવા, ભેગા સ્વર્ગમાં મળવા
નિષ્કલંક ઈસુમાં સંગ ફરવા, પ્રભુને સેવીએ.

૭૬ સતરસ્તાનું વર્ણન કરૂં, સન્માર્ગ દેખાડું જી.
ઇશ્વરની ભક્તિ શી રીતે થાય? રે મન કેમ સુધારૂંજી?
કેવળ જ્ઞાનથી થાય અભિમાન, ને મન ઘણું ફુલેજી;
સાચા મતનો કરે અંગીકાર, તોય પાપી મન ભુલેજી.
નથી રે ક્રીયા, નથી રે રીતિ, નથી રે સંસ્કારજી;
ભજન કરે કે શાસ્ત્ર ભણે તે છે ઉપરનોજ આકારજી.
નહિ મનની કલ્પના, નહિ મનનો જુસ્સો,
નહિ મનના વિચારજી;
દુખ ચડે કે રડવું આવે તોપણ મનડામાં અંધકારજી
પ્રકાશને ચાહવું, ઇશ્વરને માનવું, ખ્રીસ્તપરનો વિશ્વાસજી;
પ્રિત થકી એ ત્રણ વાત કરો તેથી નાસી જાય નિશ્વાસજી.

૭૭ પહેલુંરે પગથિયું પોતાને ઓળખવું;
કેવું રે ભુંડું થયું, હે મારા મન તું ?

૨ બીજુંરે પગથિયું પાપનો પસ્તાવો;
સઘળીરે ભુંડાઇપર રાખું કંટાળો.

૩ ત્રીજુંરે પગથિયું પાપની કબુલાત;
મેં કેટલી ભુંડાઇ કરી સૌની સાથ !

૪ ચોથુંરે પગથિયું સહુ પાપને તજવું.
સઘળી ભુંડાઇ મૂકી મારા દેવને ભજું.

૫ પાંચમુંરે પગથિયું પાપની માફી માગવી;
મજપર તું દયા કરજે, શુદ્ધ કરી ડાઘથી.

૬ છઠુંરે પગથિયું દેવને આધીન થવું;
તને તનમન સોંપી, તારી પાછળ આવું.

૭ સાતમુંરે પગથિયું તારક વિશ્વાસ;
ઇસુ, તારે છે હાલ, મને તેનો દાસ.

૮ ધનધન ! મારા પ્રભુજી, ધન ધન ઇસુ ત્રાતા !
મને મુક્તિ મળી છે; ધન ધન મુક્તિદાતા !

૭૮ પ્રભુનો માર્ગ છે સૂરાનો;
ને નહિ કાયરનાં કામ જોને.

૨ પ્રથમ પહેલાં પાપ મૂકીને
ભજો ઇસુનું નામ જોને.

૩ સૂરસાગરમાં મોતી લેવા,
માંહે પડયા મરજીવા જોને.

૪ પાળે ઉભા જુએ તમાશા,
તે કોડી નહિ પામે જોને,
૫ ઇસુએ તો દુઃખજ વેઠયું,
આપે છે તે મુકિત જોને.

૭૯ રાગઃ " તું તો મસીહા મોરી આંખોકા તારા "
ઇસુએ મને તારવા મરણ સહ્યું
તેનાપર વિશ્વાસ હું રાખું છું
ઇસુના પુન્ય થકી મારૂં તારણ થયું,
તેનાપર વિશ્વાસ હું રાખું છું.
૧ ઇંસુના દિલમાંથી લોહી ઝરે છે.
તેથી શુદ્ધ થાય પાપી જન;
દુષ્ટમાં દુષ્ટ હોય તેને શુદ્ધ કર છે,
તેથીરે સાફ થયું મારૂં મન.
૨ વિશ્વાસે જ્યારથી મેં તેને દીઠો
ત્યારથી ગાઉછું તેના ગુણ;
સૌના કરતાં તેનો પ્રેમ લાગે મીઠો,
વળી ગયું મારાં પાપનું ઋણ.
૩ મોત લગી હું સત્ય સાક્ષી પૂરીશ
ઇસુએ તાર્યો છે મારો પ્રાણ;
મરણકાળે પણ તેની સ્તુતિ કરીશ
સ્વર્ગે જઇને કરીશ વખાણ.

૮૦ ઇસુ આવ્યારે પૃથ્વિ ઉપર પાપ મૂકાવવા,
૨ પાપ મૂકોરે જગતના લોકો સેતાન થકી છુટવા!
૩ માફી પામોરે પ્રભુ ઇસુની પાસે પરમ સુખ પામવા.
૪ આનંદ કરજોરે મુકિતફોજની માંય ઇસુમા હરખાવા

૮૧ હતો પાપી અને લાચાર ખરો, હું;
થયો જામીન અરે મારા મસીહ તું.
૨ વિપત ભારે અરે કલેશી હતો હું
રડયો મજ કાજ દયા ભરેલ મસીહ તું.
૩ હતો પાપથી અને દુઃખથી લાદેલ હું;
ચઢયો થંભપર અરે મજકાજ મસીહ તું.
૪ કેવી ભારે, ખરી દયા પામ્યો હું;
સહ્યું મજ કાજ અરે પ્યારા મસીહ તું

૮૨ પ્રભુ મને મુક્તિ માર્ગમાં નિત્ય ચલાવો;
ઇસુ, મરણ સુધી તારી પાછળ ચાલીશ હું.
૨ કેવો દુઃખી હતો હું મુક્તિ પામ્યા અગાઉ;
જગતની કંઇ શાંતિ મને સંતોષ ન આપ્યો.
૩ ઝાડ ગયો, પહાડ ગયો, માન્યા બધા દેવ;
કોઇએ ન મન બદલ્યું, ન કાઢી ભુંડી ટેવ.
૪ બીડી પીધી, ચલમ પીધી, ગડાકુનો હુકો;
ચુનાથી ચોપડીને ખાધો તમાકુનો ભુકો.
૫ અફીણ ખાધું, ગાંજો પીધો, ભાંગનો લીધો લોટો
તાડી પીને, દારૂ પીને રસ્તામાં થયો ગોટો.
૬ પાપીઓને કાજે ઇસુ ન્યાયી મુઆ છે;
ઇસુ, તારા નામથી મને ક્ષમા મળી છે.

૮૩ પ્રભુ પોતે જેના પક્ષમાં વૈરીથી શું થાશેરે ?
પત્થર ફેંકે પાપીઓતો ફુલ થઇ વેરાશેરે.
૨ શાદ્રાખ, મેશાખ, અબદનેગો, અગ્નિમાં હોમાયારે;
સાતગણી ભઠ્ઠી સળગાવી, તેમાં કેમ કઢાશેરે ?

૩ લાખો માણસ પાપથી ફરી, વ્હેલા મુક્તિ પામશે રે;
ભરતખંડમાં ભારે મહિમા, ઈસુનો દેખાશે રે.

## ૮૪ મુકિત મળી છે.

૧ મુકિત મુકિત શું કરો, મુકિત મોટું ધન.
૨ મળી પાપની માફી, છુટયાં સૌ બંધન.
૩ ઈસુ તારા નામથી મને ઘણો છે આનંદ.
૪ ધન ધન પ્રભુ, ધન ધન ઈસુ તારા નામને ધન.

## ૮૫ આવો ભાઇઓ, આવો બેનો, મુકિતફોજમાં મળવાને.

પ્રભુનું દયાદળ આવ્યું લોકને દેવગમ લાવવાને.
૨ ભાંગ તમાકુ અફીણ દારૂ, પકડે છે મુકાવવાને.
ઇસુએ અવતાર ધર્યો છે, પાપી કાજે મરવાને.
૩ પાપ તમારાં પળમાં લેશે, કબુલ કરોને ફરવાને,
પુનર્જન્મ તો પામી લેવો, ને સાથે થાઓ લડવાને.

## ૮૬ કેવો આનંદ મારો ! કેવો આનંદ મારો !

મારાથી નહિ કહેવાય.

પ્રભુ ઇસુની દયા થકી મારાં સઘળાં પાપ ધોવાય !
૨ પાપ ને સંકટ, નર્કનું દુઃખ ગયાં ઇસુથી,
ઓ પ્રભુ, ઓ પ્રિય પ્રભુ, હું બદલાયો તુજ થકી.
૩ ઇસુ ખ્રીસ્તની દયાથી અમે બચી ગયાં છીએ,
માટે તેનો મહિમા અમે પ્રગટ કરીએ છીએ.

## ૮૭ મારા પ્રાણ પ્રીય ઇસુ મારો સૌથી વહાલો તું !

સૌથી વહાલો તું છે, પ્રભુ, સૌથી વહાલો તું !
૧ ઇસુ નામે મિત્ર મળ્યો પ્રેમી જે અપાર,
આખા જગથી દિલપસંદ છે આ, મારો પ્રભુ.

૨ દુઃખમાં આપે છે દિલાસો ઈસુ તારણહાર,
તે પર મારી સઘળી જાતની ચિંતા હું નાખું.
૩ આખું સંસાર મને છાડે, સેતાન કરે જોર;
ઈસુ પ્રીત પાસેજ રહેશે, હું તો નહિ બિહું.
૪ ચારે બાજુએ અગ્નિ કોટ છે, મને શાનો ભય !
મારો પ્રભુ મને રાખશે; તેને જય જય હો !

૮૮ આવો આવોને, ઇસુ રાય, દાસ છું તારોરે;
કૃપા કરીને વ્હાલા ટાળ દોષજ મારોરે.
૨ રહેમ કીધી અમારા પર જગતના તારારે;
બાળી દિધા પલકની માંહે પાપના ભારારે.
૩ તને ધન્ય છે તારનાર દેવ મહોબતવાળારે;
તારી પ્રીતિ વહે છે રોજ દીનદયાળારે.

૮૯ અમે ઇસૂને જોવા જઇશું,જોઈ જોઇને ખુશી થઇશું.
૨ અમને પાપથી છુટાં કીધાં, અમને પાપથી છોટાવી લીધાં
૩ અમને આપ્યુંછે મુકિતદાન,અમને બચાવી,હરાવી શેતાન.
૪ વધસ્તંભપર સહ્યું મરણ, મારાં પાપનું કર્યું હરણ.

૯૦ જીવનનો ઝરો છે પ્રભુ ઈસુ;
તેમાં છે જીવનનું જળ, ઝરો છે પ્રભુ ઇસુ.
૨ ન્યાયનો સુરજ છે પ્રભુ ઇસુ;
આપે છે તે અજવાળ, સુરજ છે પ્રભુ ઇસુ.
૩ જીવનનું વૃક્ષ છે પ્રભુ ઈસુ;
મુકિત છે તેનું ફળ; વૃક્ષ છે પ્રભુ ઇસુ.

૪ હૃદયનો રાજા છે પ્રભુ ઇસુ;
શાંતિનો છે સરદાર; રાજા છે પ્રભુ ઈસુ.
૫ પાપીનો તારનાર છે પ્રભુ ઇસુ;
મને તારે છે હાલ; તારનાર છે પ્રભુ ઇસુ.

૯૧ મેં તો ઇસુને તન ને મન
સોંપી દીધાં જે થાય તે થાય.
૧ પ્રથમ મનમાં બીક લાગે, "લોકો મારા વિષે શું કહે?
વચન આપું તો કેમ પળાય ?"
પણ ઇસુની વાત તો નહિ ટળાય !
૨ પરીક્ષણ મજપર જોર કરે, દેવ ત્યારે મને હાથ ધરે.
મારાથી જે કરાવવા ચહાય તે હું કરીશ ગમે તે હોય.
૩ ઇસુ મદદ કરશે ખચીત, પરિક્ષણપર પમાડશે જીત,
પાપોના જડનો કરશે ક્ષય; શેતાનપર આપશે પુરો જય.

૯૨ આનંદ થયોરે! આનંદ થયોરે!
આનંદ થયો રે! બહુ આનંદ થયોરે!
૧ ખરી વાટ મુકી પાપ મધ્યે હું ભટકતો,
મારા કાને દેવની વાણી બોલતાં સાંભળી.
૨ ગયો પાપનો બોજ, છુટો થયો પ્રાણ મારો,
પાપ અમાપનો પશ્ચાતાપ મેં કીધો જ્યારે,
૩ મળ્યું મુકિતદાન, દેવે અંગીકાર કીધો;
દત્તકપુત્ર હું થયો દેવ કુટુંબ મધ્યે.

૯૩ આવોરે, સાથીઓ, પ્રાર્થનાનો વખત છે;
ભકિત થકી શકિત મળે, ઇસુ દે છે
૧ જીવનની નદીઓ ઇસુમાંથી વહે છે;
તે જે પાણી પીએ તેની તરસ મટે છે.

૨ હે પ્રભુ ઇસુ તારા જેવો કરજે;
પાપ થકી છોડાવીને નવો જન્મ દે.

૩ કરો દેવની સ્તુતિ, મને મળી મુક્તિ;
ઇસુએ પોતાના રક્તે તાર્યો પાપથી.

૯૪ ઇસુ તેં તો મને બચાવ્યો આપ્યો મને ઉદ્ધાર,
ઓ! જો તારી મીઠી પ્રીતિ ચાખે સૌ સંસાર, ઇસુ મારો.
મન મારૂં તેં હરી લીધું છે શેતાનને કહાડયો બહાર,
પાપ મારાં તો દુર થઈ ગયાં તારા લોહીની ધાર, ઈસુ મારો
તારે લીધે જગત કંટાળે નિંદા કરે અપાર,
તું તો કદી મને નહિ છોડશે સદા સાથે રહેનાર, ઈસુ મારો.
જગના તમાશા જગની સોબત સૌનો કરીશ નકાર
પ્રેમી ત્રાતા મરણ સુધી નહિ છોડું કોઈવાર, ઈસુ મારો.
જ્યારે મુકીશ આ મારી કાયા સાથે તારી રહેવા,
મને બોલાવવા દૂતો આવશે સ્વર્ગમાં લઈ જવા, ઈસુ મારો.

૯૫ સઘળું મૂકી સ્તંભ ઉઠાવું મારા તારનાર.
ઠઠ્ઠા સંકટમાં થઇ આવું મારા તારનાર.
હું તો પાછળ ચાલી આવું મારા તારનાર. ટેક.

૧ ઠઠ્ઠા જગતે તને કર્યાં મારા તારનાર
સદા તું તો રહ્યો મારા તારનાર હું તો૦

૨ પ્રસન્ન તું જ્યાં સુધી રહે છે મારા તારનાર;
શત્રુ છો ધિક્કારે શું થાય મારા તારનાર. હું તો.

૩ જયારે સંકટ મને ઘેરે મારા તારનાર;
ઠઠ્ઠા મેણાં ભલે મારે મારા તારનાર. હું તો.

૯૬ આવો ઇસુના સેવકો મંદિરની માંય;
પામો તેનું દર્શન આજરે, મંદિરની માંય.
૨ પવિત્ર આત્મા અહીં છે રે, મંદિરની માંય
તેને સોંપો તન તમારૂં આજરે, મંદિરની માંય.
૩ આનંદનો દિન તો આજે છે, મંદિરની માંય.
માટે હરખાવ સઘળા નરને નારરે, મંદિરની માંય.
૪ પડઘમ પખાદ લાવીને મંદિરની માંય;
સેવા કરવા આવો તેની પાસરે, મંદિરની માંય.

૯૭ તારી પાછળ ચાલીશું પ્રભુ અમે તારી પાછળ ચાલીશું
જુઓ, ઈસુ સ્વર્ગી સુખ મુકી દઈને, ખુશીથી સ્થંભપર ગયો.
ઘર અને જાળ મુકી પાછળ ચાલી આવો, કહ્યું શિષ્યોને ઈસુએ.
વખત નથી વહેલા આવો ઈસુ કહે છે મુએલાં મુએલાંને દાટે,
સોગણું મળશે આ જગત વચમાં, મરણ પછી સુંદર મુકામ.
ઇસુના લોહીથી શુદ્ધ થઈને યુદ્ધમાં આગળ આગળ ચાલું.

૯૮ પ્રભુ ઇસુની એક પ્રિતછે રે લોલ;
નીત નીત મારે મનરે.વ્હેતી રહેછે મારા મનમાંરે લોલ. (ટેક)

દાતા ગુલાબનું ફુલ છે રે લોલ.
બ્હેકે બ્હેકે મારે મનરે સુગંધી લાગી તારા પ્રેમનીરે લોલ.

રાજા પ્રકાશિત તારો છેરે લોલ, પડયો પડયો મારે મનરે
પ્રકાશ પડયો છે તારી પ્રિતનો રે લોલ.

નસુનો લઇએ ઇસુ નાથનોરે લોલ.
ખમી, ખમી, જઇએ પારરે,
આનંદી રહીએ પ્રભુ રાજમાંરે લોલ.

૯૯ નાનો દીવો હું છું અને આપવા અજવાળ
એ મારૂં કામ છે હાલથી સદાકાળ, નાનો દીવો (ટેક)
૧ અંધારા વચ્ચે ખ્રીસ્તે મૂકયો છે,
જેથી મુસાફરને રોશની મળે.
૨ મનની સફાઇ ને ચાલ બહુ સારી;
એ વતી ફેલાશે રોશની મારી.
૩ હે મારા પ્રભુ, મારામાં રહી
ફેલાવ આ જગમાં રોશની તારી.

૧૦૦ આપણો ઘેટાં પાળક છે ઈસુ,
આપણો ઘેટાં પાળક રે લોલ.
૨ લીલા બીડમાં દોરે છે ઇસુ; લીલા બીડમાં દોરેરં લોલ.
૩ જીવનનું પાણી પાએ છે ઇસુ;જીવનનું પાણી પાએરે લોલ
૪ મનની શાંતિ આપે છે ઇસુ; મનની શાંતિ આપેરે લોલ.

૧૦૧ ઇસુ છે મારો; મને તારે છે!
મને તારે છે, મને હમણાં તારે છે.
૨ ઈસુ છે મારો, શાંતિ આપે છે;
શાંતિ આપે છે, પૂરી શાંતિ આપે છે.
૩ ઈસુ છે મારો, મને ચાહે છે;
સદા પાસે છે, મારી પ્રાર્થના સાંભળે છે.

૧૦૨ જય જય પ્રભુ ઇસુ! જય પ્રભુ ઇસુ!
મારે લીધે તું મુઓ છે પ્રીય પ્રભુ ઈસુ.
૧ મારાં ઘણાં પાપને લીધે તારૂં લોહી વહ્યું.
પાપની માફી માગી તારી પાસે આવું છું.

૨ તને ભજી પાપને તજી તન મન સોંપું
મારાં મરણ સુધી તારૂં માનીશ હે પ્રભુ.
૩ તારી પ્રીતિ મને જીતી નદી જેવી વહે છે;
શકિત, સુખ ને શાંતિ મને ઇસુ આપે છે.

**૧૦૩** પ્રીસ્ત રાજા આવ્યો, હાલેલુયા બોલો !
પાપીઓને તારવા માટે રાજા ઇસુ આવ્યો.
૨ થયો હું આનંદી પામી પાપની માફી;
મનને સાફ કરવાને લીધે રાજા ઈસુ આવ્યો.
૩ પસ્તાવો કરીને વિશ્વાસ રાખે તેને
પૂરી શાંતિ આપવા માટે રાજા ઈસુ આવ્યો.
૪ રાજાઓનો રાજા, પ્રભુઓનો પ્રભુ;
તારવા સર્વશકિતવાન રાજા ઇસુ આવ્યો.

**૧૦૪** રાગઃ—"હો પ્રસન્ન, ક્રોધ, વંદ."
૧ કેવો સુમિત્ર, પ્રેમી, પવિત્ર છે પ્રભુ ઇસુ !
પ્રીતિવાન, શક્તિમાન, બુદ્ધિવાન.
હાથ ઝાલે છે, સંભાળે છે, દુઃખ ટાળે છે.
સનમાર્ગે દોરીને.—કેવો૦
૨ દુઃખની વેળાએ આપણે આશાએ આવીએ પ્રીસ્ત કને;
અન્નપાન, સુજ્ઞાન, મુકિતદાન
તે આપે છે, ખરૂં માપે છે, બંધ કાપે છે
મોકળા કરીને.—કેવો૦

**૧૦૫** આત્માના સુરજ, તું મને ન તજ;
તું છે ત્યાં રાત્રિ નથી;
મેઘરૂપી સંદેહ આડો આવે નહિ, તુંજ પર કરૂં દષ્ટિ.

૨ સવારથી સાંજ રહે સંગમાંજ, તુંજ વિના રહેવાય નહિ;
રાત્રે અંધારે મને સંભાળજે, તુંજ વિના મરાય નહિ.
૩ હે પ્રિયત્રાતા મજ મુકિતદાતા, તારા પર છે વિશ્વાસ;
સુણ મુજ પ્રાર્થના,લે મને હાથમાં,અંતલગી રહે મજપાસ.

**૧૦૬** મારો બાપ આકાશમાં રહે છે.
મારી સંભાળ નિત્ય કરે છે.

૧ તેના પર છે મારો વિશ્વાસ;તેના સાદથી નહાસે નિશ્વાસ.
૨ જ્યારે વાટમાં હોય અંધારૂં મને દે છે તે અજવાળું.
૩ જ્યારે દુઃખ મને ઘેરે છે તેને સુખમાં તે ફેરવે છે,
૪ જ્યારે આ સત્યુદ્ધ બંધ થશે મને સ્વર્ગમાં તે લઇ જશે.

**૧૦૭** પ્રભુ મારો પાળક છે મને ખોટ નહિ પડશે.
ખોટ નહિ પડશે-કશી ખોટ નહિ પડશે.

૧ લીલા બીડમાં સૂવાને લઇ જાય,
દોરી શાંત નદી તીરે લઇ જાય,
તેથી પ્રાણ મારો તાજો થાય. કશી ખોટ૦

૨ મોત છાયા ખીણે જો જવું પડે,
આત્મા મારો તો તેથી ન ડરે,
કેમકે તું મારી પાસે છે. કશી ખોટ૦

૩ તુજ લાકડી ને છડી શાંત કરે છે,
તું વૈરી દેખતાં અન્ન પીરસે છે,
આનંદે વાટકો ઉભરાય છે. કશી ખોટ૦

૪ મજ ઉમરના દિવસોમાં બધા,
પ્રેમ અને દયા સંગ રહે સદા,
નિત્ય રહીશ દેવ મંદિરમાં. કશી ખોટ૦

૧૦૮ ઇશ્વરા ! હું તને નમું,
પ્રીતિ, શાંતિનો છે તું છે પ્રભુ.
ઇશ્વરા ! ઇશ્વરા ! ઈશ્વરા !
તારી કીર્તિ હું ગાઇશ વારંવાર
સદ્ગુરૂ, પુણ્યવાન ઇશ્વરી અવતાર,
તું મારો છે તારનાર.

૨ હે પ્રભુ, તુજ પાસે આવું
સત્ય મનથી હું તને સ્તવું.
પ્રભુજી, પ્રભુજી, પ્રભુજી,
પગલે પગલે તારી પાછળ ચાલીશ,
સુકૃત્યે, પ્રીતિએ, આનંદી મનરે
તારી આજ્ઞાઓ પાળીશ.

૧૦૯ ઓ બળવાન આત્મા, અમારી ઉપર આવ.
તારૂં દાન આપી મનમાં ખરી શાંતિ લાવ,

૨ સત્યના આત્મા અમારા મનમાં રહે,
મનનાં તારો પ્રકાશ કરી ખરૂં જ્ઞાન દે.

૩ પ્રાર્થનાનો આત્મા હે પ્રભુ મને આપ,
જય હમેશાં મને આપી, પાપનાં મુળો કાપ

૪ પ્રીતિથી ભરપુર કર ને ધીરજવાન બનાવ,
તારી ઈચ્છા મુજબ મારી પાસે કામ કરાવ.

૧૧૦ સર્વ શક્તિવાન ઈસુ દે છે સફાઇ.
[illegible] મારૂં લે, પ્રભુ ! પ્રીતિથી ભરજે.
પાત્ર છે [illegible] તારાથી થાય.

૨ સંદેહને બીક તારા વાસમાં રહે નહિ;
વૈરભાવ, ક્રોધ બધા પ્રિતથી ખસેડાય.
૩ પાપ કરવાની ઇચ્છા મનમાંથી કાઢજે;
કરજે રાજ, પ્રભુ, અંતરની માંય.
૪ જગનું માન છે છાંયાની માફક,
જગનું ધન બધું ધુળ જેવું થઇ જાય.
૫ મનમાં શુદ્ધ જે દેવને જોનારા,
તેમને ધન રે કેમ ના કહેવાય !
૬ કહ્યું ઇસુએ માગોને અપાશે;
માગીને મળી પવિત્રાઇ.

**૧૧૧** ન રાખે ગુસ્સો ક્રાધ, પવિત્ર સિપાઇ,
ન રાખે અદેખાઇ, જેને મળી સફાઇ.
૨ ન કરે અભિમાન, પ. ન કરે આપ વખાણ. જેને.
૩ ન થાય તે મતલબી, પ. છે સદા નિર્લોભી, જેને.
૪ ન રાખે મુર્ખ રીત. પ. પોતાપર પામી જીત, જેને.
૫ આળસુ પડી ન રહે, પ. હંમેશાં શ્રમ કરે, જેને.

**૧૧૨** તમે તસ્દી લેજોરે મન શુદ્ધ રહે એ માટેજી;
બેફિકરાઇ તો આત્માને નર્કે લઇ જાય,
તમે તસ્દી લેજોરે મન શુદ્ધ રહે એ માટેજી. (ટેક)
૧ દેવની સંગે રહેજોરે, પ્રાર્થના કરો આખા મનથીજી;
જીવન પ્રકાશ સામર્થ્ય આત્માનો છે ઇસુ રાય.
૨ જાણુ પ્રાર્થના કરજોરે, મળો એકાંત ઇસુ સાથેજી;
દેવની વાણી માની વિશ્વાસે મન શુદ્ધ રખાય.
૩ પાપની સામું થાઓરે સ્થિર રહેજો, સેતાન હારશેજી;
દેહ, જગ, સેતાન, ત્રણ વિરૂધ્ધ કરજો લડાઇ.

૧૧૩ સર્વ પ્રસંગે સત્ય કહો ગમે તેમ થાય;
જુઠ બોલે તે બોળે, સત્ય કહે તે જીતી જાય.
૨ જુઠ થકી તો બધાની બુદ્ધિ ભ્રષ્ટ થાય;
તેથી પાપ બહુ વધે, આત્મા તેથી નષ્ટ થાય.
૩ સત્યને લીધે થજોરે સઘળા શુરવીર;
સેતાન જોર કરે તો સત્ય વાતપર રહો સ્થિર.
૪ સત્યપણાથી પ્રભુ થાએ છે અતિ પ્રસન્ન,
જુઠે જન ફસાય છે; સત્યે મળે છે તારણ.

૧૧૪ આપણી ચાલથી જણાયજી;
મુકિતની અસર દરેક વાતમાં દેખાયજી.
૧ સાચું બોલવું, સાચું રહેવું, જુઠા નર્કમાં જશે,
ઈસુનો સિપાઇ સર્વ મનથી સાચો થશે
૨ મુર્ખાઇનો નકાર કરી બુદ્ધિથી રોજ ચાલે,
હલકી વાતચિત દુર કરીને મનથી ધર્મ પાળે.
૩ જગત તથા તેનો વિલાસ તદન તજી દેજો;
તેના સંગને રીતથી સદા અલગ થઇને રહેજો.

૧૧૫ હે તું પુર્ણ પ્રેમના દેવ
પાપ કલંકને મનથી કાઢજે, સફાઈથી કરૂં તારી સેવ.
૧ ઇસુ તારી માફક નિત ચાલું,
તારી ઈચ્છા રોજરોજ કરવા તન મન ધન આપું.
૨ શક ભરેલી વાતથી રહીશ દુર,
મારી અરજી કબુલ કરીને પ્રીતિથી કર ભરપુર.
૩ મજપર રેડ સાફ કરનાર ધાર,
મારે કાજે અમથું કેમ જાય દુઃખ તારૂં અપાર!

૧૧૬ મનમાં પધારીને આશિષ દે,
વિશ્વાસ વધારીને આશિષ દે.
૧ સુણ અમારી પ્રાર્થના તું; કર સંપૂર્ણ કામ તારૂં.
૨ મારા મનને પ્રેમથી ભર; તારા નામથી મુદિત કર.
૩ વિશ્વાસથી હું ભજું છું; સર્વ પાપને તજું છું.
૪ ત્રાતા, હાલ લોહી તારૂં, દૂર કરે છે પાપ મારૂં.

૧૧૭ દેવે દીધું છે એક અગત્યનું કામ
મુકિત પામી તેના નામને કરવું મહિમાવાન.
૨ આ જમાનાની કરવાને સત્ય સેવ
તારી ઇચ્છા પૂરી કરવી, હે પવિત્ર દેવ !
૩ તું મને જુએ તે નિત્ય સંભારી
જાગતા રહીને જાગુ પ્રાર્થના કરૂં ધ્યાન ધરી.
૪ જીવું ત્યાં લગી તું સાચો રાખ મને,
નહિ તો ઉતર કેવી રીતે હું આપું તને ?

૧૧૮ જેનો છે વિશ્વાસ ઇસુ પર તે કરી શકે બધું;
હે દેવ તું અવિશ્વાસ દૂર કર કે કૃપામાં હું વધું.
૨ તું મને પૂર્ણ શુદ્ધ કરે, આ કામ તો છે બહુ કઠણ;
પણ હાલ આ દાન વિશ્વાસ વડે હું પામવા કરીશ જતન.
૩ જો દેવને સર્વ કંઇ શકય છે તો ખ્રીસ્ત છે પરાક્રમ તેનો;
ઈસુ મારામાં વસે છે ને હું છું અવયવ એનો.
૪ જે સૌ કરતાં અશકય હોય તે તું વચનથી થશે;
તું મારા મનને પૂરૂં ધોય તો પાપ મુળથી જશે.
૫ મેં તને સઘળું સોંપ્યું છે, તું મને શુદ્ધ કરે છે;
આ મોટું દાન તેં આપ્યું છે મન પ્રીતિથી ભરે છે.

**૧૧૯** ઇસુજી તારવાને શકિતવાન,
દે મને પૂર્ણ મુકિતદાન.

૧ હું તારી મોટી કૃપાને પારખું, તેની છે ઘણી જરૂર;
લોહીના ઝરામાં ડુબકી મારી, પ્રિતે થાઉં ભરપૂરરે.

૨ તારા ચહેરાનો પ્રકાશ પાડી, અશાંત મન શાંત કર
હૃદયમાંથી શત્રુ કાઢી, તેને બનાવ તારૂં ઘરરે.

૩ તારી ઈચ્છા મનથી કરૂં, હે મારા પ્રીતિવાન દેવ;
તારાં વચનો ખંતથી પાળું, સત્યે કરૂં તારી સેવરે.

૪ ઇસુ, તારો સાદ સંભળાય છે, હૃદયમાં લાગે આગ;
તારો આત્મા સાક્ષી પૂરે છે, ધોવાયા સઘળા ડાઘરે.

**૧૨૦** ચાલે છે યુદ્ધ વિકરાળ, પકડો તરવારને ઢાલ;
ન થાવ ભયભીત, પામીશું જીત,ને તોડીશું સેતાનની જાળ.

૨ રે પકડો હથિઆર, ને લડવા થાવ તૈયાર;
વિશ્વાસ રાખો,ને દુઃખ સાંખો ને સેતાન પર ચલાવો માર.

૩ તમે દુઃખથી ડોલશો નહિ, ને સુખથી ભૂલશો નહિ;
રહી મનમાં શુદ્ધ, સહુ કરજો યુદ્ધ ને ગર્વથી ફુલશો નહિ.

૪ અમર આત્માઓ તરશે આકાશમાં હર્ષ થશે;
ઇસુ કહેશે, "શાબાશ તમને!" ને દુતો ગાયન કરશે.

**૧૨૧** સુણો યુદ્ધનો પોકાર, સિપાઇઓ શૂરા થાઓ,
ને લોકને લાવવા ખ્રીસ્તની ગમ લડાઈમાં આગળ ધાવ!

૧ પાપના દાસપણામાં, જુઓ, લાખો બંદીવાન,
તેમને તારવા આપણો દેવ છે સર્વ શકિતવાન.

૨ અંધકારની ઘાતકી ફોજો કરે ઘણું જોર;
ઇસુ, તેમને જીતવા માટે અમને આગળ દોર.
૩ કરોડો હજુ જાણુતા નથી પ્રીય ઇસુ નામ,
તેમને તારનાર વિષે કહેવા ફરીએ ઠામેઠામ.

૧૨૨ શૂરા સિપાઇઓ, છીએ શૂરા સિપાઈ઼ઓ;
ઇસુની મહાસેના મધ્યે શૂરા સિપાઇઓ.
૨ કરીએ કઠણ યુદ્ધ, આપણે કરીએ કઠણ યુદ્ધ;
પુરા મનથી લડીશુંરે શેતાનની વિરૂદ્ધ.
૩ તજીએ સઘળો ભય, આપણે તજીયે સઘળો ભય;
બીક મુકી ઉપર ચઢીને પામીએ પુરો જય

૧૨૩ વહેલા વહેલા વહેલા પ્રભુજી.
મારે મંદિરે આવજો રે;
૨ મનડાં કેરાં મંદિર બનાવું, રૂદીઆમાં રહેજો રે,
૩ તન,-મન, ધન, પ્રભુજી, સહુ સોંપું છું તમને રે;
૪ પવિત્ર આત્માથી ભરપુર કરો, આશીર્વાદ આપો રે;
૫ શેતાન શત્રુ જોર કરે છે, નરકમાં લઇ જવા રે;
૬ સતની તલવાર મજને આપો, શેતાન સાથે લડવા રે;
૭ લડતાં લડતાં મરણ પામી, સ્વર્ગાં મુગટ લઇશું રે.

૧૨૪ અમે માનીએ છીએ કે, બાયબલ દેવની વાતછે;
જુનો કરાર નવો કરાર બન્ને ઇશ્વરદત્ત છે.
૨ અમે માનીએ છીએ કે, એકજ સત્ય દેવ છે;
પરિપૂર્ણ, સૌનો કર્તા, સૌનો રક્ષક તે છે.
૩ અમે માનીએ છીએ કે, દેવપણામાં ત્રણ છે;
પિતા પુત્ર આત્મા મળી એકલા દેવને ધન છે.

૪ અમે માનીએ છીએ કે, ઈસુ ખ્રીસ્ત દેવ છે;
ઇશ્વર છતાં માણુસ ખરા, માણુસ છતાં દેવ છે.
૫ અમે માનીએ છીએ કે, પાપ ન'તુ જગમાં;
આજ્ઞા તોડી આદમે ને સૌને ભ્રષ્ટ કીધાં.
૬ અમે માનીએ છીએ કે, ઇસુ ખ્રીસ્તનાં પુણ્યથી;
જે ચાહે તે તેના દ્વારે તરે પાપના ઋણથી.

૧૨૫ અમે માનીએ છીએ કે, બે શરત પાળવાથી
પસ્તાવો ને વિશ્વાસ કીધે સૌને મળે મુક્તિ.
૨ અમે માનીએ છીએ કે, ખ્રીસ્તની કૃપા થકી;
વિશ્વાસ રાખનાર ન્યાયી ઠરી તેનામાં છે સાક્ષી.
૩ અમે માનીએ છીએ કે, હઠી જવાય તેમ છે;
મનમાં શુદ્ધ થયા પછી પાપમાં ફસાય તેમ છે.
૪ અમે માનીએ છીએ કે, પવિત્રાઈ મળે છે;
પાપને તેની સત્તા થકી પુરા તે તારે છે.
૫ અમે માનીએ છીએ કે, ન્યાયનો દિવસ આવશે;
મુએલાં સજીવન થશે, બધા હિસાબ આપશે.

૧૨૬ મુક્તિ ફોજના મુળ નિયમ આ છે રે
દરેક ખરા સિપાઈ તેમને પાળશે.

૧ મનનું બદલાણ જેમને મળ્યું છે
તેઓ સિપાઇઓમાં દાખલ કરાશે.

૨ સાફ મન પામીને તેઓ અર્પણ થઈ
સગાં વહાલાને ખ્રીસ્તની ગમ લાવશે.

૩ તેઓ પાપીના સંગથી જુદા રહી
કેફી વસ્તુઓથી વેગળા નહાસશે.
૪ તેઓ સંસારી ભપકાને કંટાળશે
સમજી સૈન્યવેશ પહેરવો માન છે.
૫ કરકસર કરીને ફોજને સહાય કરશે,
તેથી ઈસુનું રાજ્ય ફેલાશે.

૧૨૭ મુક્તિ ફોજના મુળ નિયમ આ છે રે
દરેક ખરો સિપાઇ તેમને પાળશે.
૧ તેઓ નિત્ય પોતાનો નકાર કરશે
અને બીજાનો બોજ માથે રાખશે.
૨ તેઓ સાચા ને ન્યાયી થઈ રહેશે
ભલું કરવામાં બહુ હરખાશે.
૩ થશે પ્રેમી શાંત અને ધીરજવાન
તેઓ નમ્ર ને દાતાર જણાશે.
૪ તેઓ લાંચ બાંચ કોઈ દિન લેશે નહિ;
કદી પાપની કમાઇ નહિ ખાશે.
૫ તેઓ દરરોજ દેવનું વચન વાંચે
ખરી પ્રાર્થના કરી વિશ્વાસે.

૧૨૮ હરખાઓ હરખાઓ ! છે ખ્રીસ્તનો જન્મ થયો !
હરખાઓ હરખાઓ, રે પૃથ્વીપરના સૌ.
૧ હરખાઓ, હરખાઓ ! છે ખ્રીસ્તનો જન્મ થયો !
હરખાઓ, હરખાઓ ! રે પૃથ્વીપરના સૌ.
આકાશમા દેવનો મહિમા થાવ,ને પૃથ્વીપર કુશળતા થાવ,
લોકો મધ્યે પ્રસન્નતા થાવ,આવો બધા આનંદ કરો ! હ૦

૨ હરખાઓ, હરખાઓ, ઈમાનુએલ પધાર્યો;
હરખાઓ, હરખાઓ, આનંદે ગીતો ગાઓ.
છે દેવે દેહ ધારણ કીધું, ને સૌનું પાપ માથે લીધું,
રે કેવી તેની પ્રિત અપાર કે આપણે કાજ લીધો અવતાર. હ૦

૩ હરખાઓ, હરખાઓ, ન્યાયનો સુરજ ઉગ્યો!
હરખાઓ, હરખાઓ, આવ્યું સત્ય અજવાળ.
તે દુખીઓને સુખ દે છે; કૃપા તેની અચૂક રહે છે,
સૌ બંદીવાન છુટી જશે; સૌ મંદવાડ મટી જશે. હ૦

**૧૨૯** ગગન મધ્યે દુતો ગાય છે "હોજો દેવને મહિમા!"
ઘેટાં પાળકો ગભરાય છે, કહ્યું દુતે " બિહોમા!
અત્યાનંદની વાત કહું, પધાર્યો ઇસુ પ્રભુ!"

૨ દુતનાં સુંદર ગાયન સાંભળી પાળકો હરખાયા બહુ,
બેતલેહેમમાં તેને શોધવા ઉઠી દોડતા ગયા સહુ;
વીશીમાં તે બાળ મળ્યો, ગભાણ મધ્યે સુતેલો.

૩ માગીઓએ દીઠો તારો તેથી પામ્યા બહુ પ્રકાશ;
આવ્યો છે જગનો તારનારો એમ તેઓએ જાણ્યું ખાસ;
પાછળ ચાલ્યા વગર વહેમ, ઇસુ મળ્યો બેતલેહેમ.

૪ અમે પણ શોધ્યો છે તેને, શાંતિ સહિત જડયો છે;
પાપનો બોજો લીધો તેણે, તેના રકતમાં પડયો છે;
અમમાં ઇસુ રહે છે હાલ, શુદ્ધ રહેવાશે સર્વકાળ.

૫ માટે બધા લોકો આવો, સુણો સર્વે તેની વાણ;
કરો પાપનો પસ્તાવો, આખા મનથી શોધો ત્રાણ;
ઇસુપર રાખો વિશ્વાસ, મળશે મુક્તિ ને પ્રકાશ.

## *Hark the herald angels sing.*

૧૩૦ સાંભળો ગાએ છે દૂતો, "ત્રાતા આજે જન્મ્યો,
શાંતિ થાઓ પૃથ્વિપર," અમને મળ્યો છે ઇશ્વર.
સર્વ દેશના લોક હરખાઓ, દૂતો સાથે મળી ગાઓ,
ખબર આપો ચારેગમ, થયો છે ખ્રીસ્તનો જનમ.
૨ ખ્રીસ્ત આકાશોનો સ્વામી! ખ્રીસ્ત સનાતન જનત્રાણી!
ખરા દેવનો સત અવતાર, કુંવારીથી જન્મ લેનાર.
ઈશ્વર થયો છે સંદેહ, તેને ભજો નિસંદેહ,
ઇશ્વર સાથ કરાવવા મેળ આવ્યો છે ઇમાનુએલ.
૩ જય જય! શાંતિના સરદાર! સુર્ય નેકીના જયકાર!
જોત, ને જીવનના દાતા, તું છે પાપીનો ત્રાતા!
સ્વર્ગી ગૌરવ મુકીને, મારે વાસ્તે મરવાને
જન્મ લીધો છે ઇસુ, તેથી મુક્તિ પામ્યો હું.

## *While Shepherds watched.*

૧૩૧ બેઠેલા હતા પાળકો ઘેટાંને સાચવતાં,
કે પ્રગટ થયો દેવનો દુત ને પ્રકાશ થયો ત્યાં;
૨ તેઓની બીક જોઇ તેણે કહ્યું કે "બીશો ના,
સુસમાચાર આપું તમને, સર્વ લોકને કાજ જગમાં.
૩ દાઉદના રાજમાન નગરમાં, દાઉદ સંતાનમાંથી;
આજે જન્મ્યો જગત્રાતા, આ તેની નિશાની;
૪ કે તમે એક ગભાણની માંય જોશો તે સ્વર્ગી બાળ
લુગડાંમાં લપેટલો કે જાણે કોઇ કંગાળ."
૫ દુત બોલ્યો ને આકાશ મધ્યે સ્વર્ગી સેના દેખાઇ,
મહાસુંદર રાગો કાઢીને આ ગીત ગાતાં સંભળાઇ;

૬ કે "હોજો દેવને મહિમા ને જે પર તે પ્રસન્ન
એવાંને હોજો કુશળતા, શાંતિ પામે સર્વ જન."

**૧૩૨** આશીર્વાદ દે, પ્રભુ ઇસુ, વર કન્યાને આ પળે,
યુદ્ધમાં તેમને રાખ વિશ્વાસુ, હિમ્મત આપજે તુજ બળે,
જીતવા બળવાન, કે સન્માર્ગથી નહિ વળે.
૨ કન્યાને દે આશિષ મોટી, અને પુષ્કળ આપ કૃપા;
બુદ્ધિ, બળ, ને તનદુરસ્તી, જયવાન કરજે આ યુદ્ધમાં
કલ્યાણ કરજે, જગને પમાડવા શુદ્ધતા.
૩ વરને દે આશીર્વાદ તારો, વહુ પ્રત્યે વિશ્વાસુ રાખ,
વધે બન્નેનો સુધારો, તેમનો પ્રેમ કરજે અથાક,
લોકને તારવા તુજ ગમ લાવે લાખો લાખ.
૪ આશીર્વાદ દે આ લગ્નપર, તું અમારો થા મહેમાન,
અમે ચાલી તારી પાછળ, ભેગા થઇએ સ્વર્ગમાં,
પામી આનંદ, અપાર, અનંત સનાતન.

રાગઃ—ભુજંગી.

**૧૩૩** રચી દેવ તેં દુનિયાં ખૂબ સારી,
નિહાળી વખાણું તને વારવારી;
કર્યું માનવી, દેવ તેં ધૂળમાંથી,
ધર્યો શ્વાસ પોતા તણા મૂખમાંથી.

૨ બધી ચીજથી માનવી શ્રેષ્ઠ કીધું,
અને આત્મા, જ્ઞાન, વિવેક દીધું;
ન'તી પાસ બેલું લીધું માસ તેનું,
કરી નાર આપી 'હવા' નામ તેનું.

૩ નિહાળી પછી આદમે આંખ ધારી,
ભલા માંસ મારૂં થઇ મુજ નારી;
થયા તે બન્નેના વીવા દેવ હાથે,
સુખી બહુ થયાં દેવથી સર્વ વાતે.

૪ વિવા જે કરે શાસ્ત્રની રીત જાણી,
રહે દેવની તે ધરે મે'રબાની;
સુખી જો થવા ધારશો લગ્નવાદી,
રહો પ્રેમમાં તો થશે દુર વ્યાધી.

૫ બધાં આપણે ખ્રીસ્તનાં અંગ જાણો,
અને શિર તે આપણો ઈષ્ટ માનો;
મૂકી માનવી જાત ને નાત કોરે;
વહુ સાથ રે'શે, લગી જાય ઘોરે,

૬ સુકાળે, દુકાળે દીલાસોજ દેજે,
સદા એમને ઘેર તું વાસ લેજે;
વિનંતી પિતા માનજો ખ્રીસ્ત નામે,
સદાકાળ આમેન, આમેન જામે.

## *Gentle Jesus.*

**૧૩૪** ઇસુ નમ્ર, પ્રીતિવાન, નાના બાળને ધરજે કાન;
મારી ભૂલને માફ કરજે; તારી પાસે આવવા દે.
૨ તારી પાસે આવવું છે મારો પ્રાણ બચાવવાને;
કૃપા કરી મને લે, તારા રાજમાં જગ્યા દે.
૩ તારો નમુનો ભાળું, તારાં પગલાંમાં ચાલું;
તું છે નમ્ર, લીન, દયાળ; તું પણ હતો નાનો બાળ.

## *God be with you.*

**૧૩૫** ઇશ્વર સંગ તમારી રહેજો રે!
વાટ દેખાડી મજબુત કરો, તેના ઘેટાં સાથ સંભાળો,
ઇશ્વર સંગ તમારી રહેજો રે!
ફરી મળીશું! ફરી મળીશું! ઈશ્વર સંગ તમારી રહેજો રે!
ઈશ્વર સંગ તમારી રહેજો રે!
તેની પાંખની તળે રાખો, તેનું અમૃત તમે ચાખો. ઇ૦
ઈશ્વર સંગ તમારી રહેજો રે!
સંકટ ચોફેર ઘેરે જ્યારે તમને સોડમાં ધરે ત્યારે, ઇ૦

## *The Army Flag.*

**૧૩૬** ફોજની સ્થાપન કરેલીરે, જુઓ ધ્વજ છે પેલી.
મનડું મોહિત કરનારીરે, જગમાં ઉડે અલબેલી.
૨ આપણી ધ્વજમાં ખૂબી છે કેવી,
રંગ ત્રણેની બનેલીરે જગમાં ઉડે અલબેલી.
૩ લાલ નિશાની તે લોહીની ધારો
ગલગથા ઉપર રેડેલી રે જગમાં ઉડે અલબેલી.
૪ પીળી નીશાની તે આગની ધારો
સંતો ઉપર ઉતરેલીરે જગમાં ઉડે અલબેલી.
૫ આસમાની રંગમાં નિર્મળતા પુરી
ચોકખાઇ જેમાં ભરેલી રે જગમાં ઉડે અલબેલી.
૬ વાંસડો તે તો સ્થીરતાનો જાણો
સાથે તેની જોડેલી રે, જગમાં ઉડે અલબેલી.

### *The Raising of Lazarus.*

૧૩૭ બેથાનિયા ગામને ભાગળે રે,
આવ્યો નકલંક નાથ જો;
લાજરસ મુએલો જાણીયો રે, બાર શિષ્યોની સાથ જો.
૨ માર્થા મરિયમ બે બેનીઓ રે, જુએ વ્હાલાની વાટ જો,
મરી ગયો મારો બંધવો રે, છોડી બેનોની સાથ જો.
૩ નકલંક રાજા મુખથી ઓચર્યા રે, સુણો મરિયમ બાઇ જો;
ધીરજ ધરો મારી બેનીઓ રે, જોશો તમારો ભાઇ જો
૪ ના ના, પ્રભુ, નહિ ખોળીએ રે, ભુંડી વાસ છે માંય જો;
મરેલો ઉઠી ચાલિયો રે, લોક અજાયબ થાય જો.

---

## Choruses–ટેકો.

૧ *He is a Mighty Saviour.*
બળવાન છે મારો ત્રાતા, તારી શકશે તમને.

૨ *I do believe, I will believe.*
હું માનું છું, હું જાણું છું, ઇસુ મારે લીધે,
વધસ્તંભપર લોહી વહેવડાવ્યું પાપથી છોડાવવાને.

૩ આકાશમાં ચાલું છું, પુરી મુક્તિ પામીને,
માટે તમે પણ સઘળાં પાપ તજીને સ્વર્ગમાં ચાલો રે.

૪ *The Heavenly gales are blowing.*
સ્વર્ગી વાઝોડાં વાય છે, સફાઇનો સાગર વહે છે,
પાપ મારાં તે લઇ જાય છે; હાલેલુયા ! ઇસુની જય !

૫ *Oh ! the Lamb, the bleeding Lamb.*
રે હલવાન દેવનું હલવાન, જડેલ વધસ્થંભે,
તું મારે કાજ, થયું જગન, પાપથી છોડાવવાને.

૬ *Over me, over me it is flowing.*
"મારાપર, મારાપર હવે વહે છે,
મારાં બધાં પાપ દુર કરે છે;
મારાપર મારાપર હવે વહે છે, મુકિતની નદી."

૭ *I am clinging to the Cross.*
વધસ્તંભને પકડું છું. તારણ આપે છે ઇસુ.

૮ *Beautiful River.*
મુકિતની નદી, મુકિતની નદી,
શુદ્ધ કરવા ને સારૂં રાખવા વહે છે.

૯ ઇસુની પાસે તમે આવોરે, (૩) મુકિત પામોરે.
ઇસુના જેવા મારે થવું છે, (૩) દેવની કૃપાથી.

૧૦ ખરા તારનાર છે ઇસુ, નકલંક સાહેબ, સદ્ગુરૂ.

૧૧ *Enter, enter.*
માંય આવ, (૨) મારા મનમાં, પ્રભુ, (૩)
માંય આવ હાલ. (૨)

૧૨ *The love of God it is so sweet.*
પ્રભુનો પ્રેમ બહુ મીઠો છે. ( ૩ વખત )
પ્રભુ, પ્રભુ, પ્રભુનો પ્રેમ.

૧૩ *Come to Jesus, Just now.*
ઇસુ પાસ આવ, હમણાં, તે બચાવશે, હમણાં.

૧૪ *Salvation, salvation, a full & a free.*
સંપુર્ણ, સંપુર્ણ, સંપુર્ણ છે આ મુકિત;
ઈસુએ પ્રાણ કીધો બલીદાન કે આપે મને મુકિત.

૧૫ *Trim your lamps and be ready.*
મશાલો લઇને તેને મળવા જાઓ.

૧૬ *A never failing Friend.*
છે મિત્ર પ્રીતિવાન, છે મિત્ર પ્રીતિવાન,
છે ખ્રીસ્ત મારો સૌથી સારો, અગણિત તેનાં દાન;
છે મિત્ર પ્રીતિવાન, છે મિત્ર પ્રીતિવાન,
રે પાપ મુકો ને હાલ પામો આ મિત્ર પ્રીતિવાન.

૧૭ *Jesus my Saviour.*
ઇસુ મારો તારનાર પાપીને બોલાવે છે, વિલંબના કરો.

૧૮ *Jesus, is calling.*
ઇસુ બોલાવે છે, બોલાવે છે તમને.

૧૯ *Jesus now is passing.*
ઇસુ ખ્રીસ્ત હાલ છે આવનાર, તેને મળવા જઇશ.
તે પાસે છે એટલામાં, તેને મળવા જઇશ.

૨૦ *Peace, peace, wonderful peace.*
શાંતિ, અદ્‌ભૂત શાંતિ; શાંતિ, અદ્‌ભૂત શાંતિ
નદી જેવી વહે છે, સર્વકાળ સુધી રહે છે,
રે કેવી અદ્‌ભૂત શાંતિ!

૨૧ *Jesus is looking for thee.*
ઈસુ શોધે છે તમને, ઈસુ શોધે છે તમને;
કેવો છે મીઠો સંદેશો, ઈસુ શોધે છે તમને.

૨૨ *All the way to Calvary.*
કાલવરી લગ તે ગયો મારે લીધે, પાપથી તારવા મને.
રે હતાં મારા ઘણાં ઘણાં પાપ
પણ મને માફ કરી તેણે સૌ લઇ લીધાં.

૨૩ *Salvation is the cure.*
પાપ મુકિત સૌ દુઃખનો છે ઉપાય,
પાપ મુકિતથી મન આનંદી થાય,
પાપ મુકિતથી પ્રીતિ વધી જાય,
પાપ મુકિત એ સરખું કશું નહિ.

૨૪ *There are angels.*
સ્વર્ગી દુતો છે તૈયાર, ઘેર અમર લઇ જવાને.
પાપીઓ મુકિત પામે છે. તેમને ઇસુ બોલાવે છે.

૨૫ *Grace there is.*
કૃપા છે જેથી સૌ પાપ મટે, લોહી છે જેથી સૌ ડાઘ છુટે,
શકિત છે પવિત્ર રાખવાને, હાલ મારે કાજ.

૨૬ *Come with thy sin.*
પાપ સુદ્ધાં આવ, પાપ સુદ્ધાં આવ;
ઇસુ તેડે છે, પાપ સુદ્ધાં આવ.

૨૭ *Jesus is strong to deliver.*

ઇસુ તારવા છે શકિતવાન, તારવા બળવાન, તારવા બળવાન.
ઈસુ તારવા છે શકિતવાન, તારવા છે સર્વશકિતવાન.

૨૮ *A wonderful Saviour.*

એક અચરતી તારનાર છે ઇસુ, આત્માને તે શુધ્ધ કરે છે;
એક અચરતી તારનાર છે ઈસુ, અજમાવી મેં શકિત તેની.

૨૯ *The Light of the world.*

આ જગનું અજવાળ છે ઇસુ, આ જગનું અજવાળ છે ઇસુ.
જો આવશો તેની પાસ, તો પાપનો કરશે નાશ; આ૦

૩૦ *I saw His Blood was flowing.*

મેં રકતને વહેતું જોયું ને કુખમાં હતો ઘા,
ને તેના રૂપાળા માથાપર કાંટાનો તાજ.

૩૧ *Over me, over me.*

મારાપર, મારાપર હવે વહે છે, મુકિતની નદી.

૩૨ *Take all my sins away.*

પાપ મારાં સૌ લઇ લે ! પાપ મારાં સૌ લઇ લે !
નિષ્કલંક ઇસુ, હું આવું છું, પાપ મારાં સૌ લઇ લે !

૩૩ *Yet the cleansing Blood.*

હજી લોહીની ધાર વહે છે, હજી છુટકો મળે છે પુરો;
વાટ તમારી ખ્રીસ્ત જુએ છે, અંગિકાર તે કરશે તમારો.

૩૪ *He breaks the power of cancelled sin*

પાપોનાં બંધન તોડે છે, મારો જયવાન ઈસુ,
લોહી તેનું સાફ કરે છે, તેથી સારું થઉં છું.

૩૫ *Oh how I love the Saviour's Name.*

ઇસુ મને વ્હાલો લાગે, (૨) વ્હાલો લાગે (૩)
ઈસુ વ્હાલો લાગે.

૩૬ *In the ranks of the dear old Army.*

પ્રીય જયવાન ફોજની વચમાં મુક્તિ ધજાની તળે
દર સિપાઇને કાજ છે જગ્યા જે સાચો રહે પ્રીસ્ત વિશે.
તેમને મળશે મોટું ઈનામ સુંદર સ્વર્ગી દેશ મધ્યે,
દર પાપી કાજ છે જગ્યા! પધારજોરે! પધારજોરે!

## *Index to Choruses with Songs.*

## ગીતો સાથેની ટેકોનું સાંકળિયું.


| | | | |
|---|---|---|---|
| આવો તેની પાસે | ૫૩ | જગત્રાતા તારણ | ૬૯ |
| ઇસુ વિષે મને | ૨ | તું તો ઇસુ ભજી | ૭૪ |
| ઇસુના નામને | ૧૮ | પાપીઓ કેમ થાઓ | ૪૮ |
| ઇસુ તારણ દાતા | ૫૫ | પ્રેમ અપારના | ૬૧ |
| ઈસુએ બચાવી | ૫૭ | બોલો હાલેલુયા! | ૫૪ |
| ઈસુ પાયે લાગું | ૫૮ | ભાઈઓ, મુક્તિ પામી | ૭૦ |
| ઈસુ જગનો છે | ૬૫ | મસીહા મારા | ૪૪ |
| ઈસુએ મને | ૫૭ | રે હલવાન | ૧૪ |
| ઈસુ આવ્યારે | ૮૦ | વધસ્તંભપર | ૪ |
| ખોળી લ્યોરે | ૬૮ | વેષ બદલે | ૬૦ |
| જશોરે ? | ૧૩ | સઘળાં પાપ છોડીને | ૫ |
| જય પામવાને | ૩૩ | સોને કાજ | ૩૪ |
| | | હવે ઈસુ દે છે. | ૫૬ |

૩૭ તારે છે રે, તારે છે; ઇસુ હાલ મને તારે છે;
પાપનાં બંધન તોડી નાખી હાલ મને તારે છે.

૩૮ જીવનદાતાએ મને જીવન આપ્યું છે,
દેવનું રાજ્ય તેણે મારા મનમાં સ્થાપ્યું છે.
મન મધે શાંતિ ઇસુને ત્યાંથી
બક્ષી રહે મુક્તિ શક્તિ; જીવન દાતાએ૦

૩૯ દિલમાં છે ઇસુ તે આપે છે અજવાળ;
તેની સારી સેવા આપણે કરીશું સર્વકાળ.

૪૦ જય, જય, જય, જય, જય ઇસુની જય,
મન મારામાં હવે ઇસુ રાજ કરે છે.

૪૧ બોલો હાલેલુયા! ઇસુ તારે છે, બોલો હાલેલુયા!

૪૨ હાલેલુયા! બોલો હાલેલુયા!
ઇસુ મને જય પમાડશે, હાલેલુયા!

૪૩ આનંદ છે મને આનંદ છે;
ખરો આનંદ છે બહુ આનંદ છે.

૪૪ *I was wandering.*
અરે રાનમાં હું ફરતો ભટક્યો, વેગળે વેગળે,
પણ ઇસુએ ખોળ્યો છે પ્રીતિથી, ધન છે રે. (૨)

૪૫ *Grace flowing so rich and free.*
કૃપા મફત અને ઘણી, કૃપા સાગર સમાન ઉંડી,
કૃપા વ્હેતી છે સ્થંભથી, મજકાજ છે પૂરતી.

૪૬ *Cast your anxiety on Me.*
ઇસુપર સઘળી ચિંતા નાખી દોરે, ગભરાશોમા;
ઇસુપર સઘળી ચિંતા નાખી દઇને સુખી થાવ બધા;
ચિંતા કીધે શું થાયરે? પ્રભુમાં હરખાવ;
રે ઈસુપર સઘળી ચિંતા નાંખી દઇને મોં મળકાવ.

૪૭ *I walk with the King.*
હું ચાલુંછું રાજાની સંગે; હું ફરૂંછું રાજાની સંગ;
મન મારૂં છે સ્થિર, થાઉં તેનો શૂરવીર;
હું ચાલુંછું રાજાની સંગ.

૪૮ *Sweeter as the days go by.*
નીત વધારે મીઠી થાય, મીઠી પળેપળ જણાય;
કે'વાય કેવી રીતિ ખ્રીસ્તની મીઠી પ્રીતિ?—નીત૦

૪૯ *Jesus knows all about.*
આપણાં દુ:ખો જાણે છે ઇસુ, તે દોરી લેશે અંત સુધી;
મિત્ર નથી જેવો પ્રેમી ઈસુ, એક પણ નહિ, એક પણ નહિ!

૫૦ *Ha, Ha, Hallelujah! Ha.*
હા, હા, હાલેલુયા હા! હાલેલુયા, હા! હાલેલુયા હા!
હા, હા, હાલેલુયા! મારો ઘણો છે આનંદ!
હાલેલુયા! મારો ઘણો છે આનંદ.
મારાં પાપ ઇસુએ લઇ લીધાં, લઇ લીધાં, લઈ લીધાં,
મારાં પાપ ઈસુએ લઇ લીધાં, મારો ઘણો છે આનંદ.

૫૧ *He lives, I know He lives.*

જીવે છે, તે જીવે છે; જીવે છે, તે જીવે છે;
તારણહારો મારો જીવે છે. ( બે વખત )

૫૨ *Hallelujah ! Hallelujah ! I love.*

હાલેલુયા ! પ્રભુ ઇસુ, તું પ્રીતમ છે મારો;
હાલેલુયા ! પ્રભુ ઇસુ, છે તુજપર વિશ્વાસ. ( ૨ વાર )

૫૩ *'Tis well with the righteous.*

ધન છે ! ધન છે ! ન્યાયીઓને છે ધન !
હોય દુઃખ કે સુખ તૃપ્તિ કે ભુખ, ન્યાયીઓને છે ધન !

*Choruses with Songs*–ગીતો સાથેની ટેકો


| | | | |
|---|---|---|---|
| આનંદ થયો રે | ૯૨ | પ્રભુ મા. પાળક છે | ૧૦૭ |
| ઈસુ છે મારો | ૧૦૧ | મારા પ્રાણ પ્રીય | ૮૭ |
| કેવો આનંદ | ૮૬ | મેં તો ઇસુને | ૯૧ |
| જય જય પ્રભુ | ૧૦૨ | મારો બાપ | ૧૦૬ |
| પ્રભુ અમે તારી | ૯૭ | | |
| ધન છે રે | ૧૯ | સફેદ વસ્ત્ર | ૩૬ |
| નાનો દીવો | ૯૬ | | |


૫૪ *Eden above.*

વિશ્વાસ વધાર (૪) મારી પ્રાર્થના એ છે.

૫૫ *Pour Thy Spirit.*

આત્મા રેડજે, આત્મા રેડજે મારા અંતઃકરણ પર;
અને આ પળથી માંડીને તારા લોકને જાગૃત કર.

૫૬ *I will follow Thee my Saviour.*

તારા પગલામાં હું ચાલીશ, મારે બદલે મુઓ તું;
ને જો સઘળા તને છોડે હું તો રહીશ વિશ્વાસુ.

૫૭ *Glory to His Name.*

જય ! ઇસુની જય ! જય ! ઇસુની જય !
ત્યાં રૂદીયે તેનું ખુન લાગ્યું, જય ! ઇસુની જય !

૫૮ *Thee only Thee.*

તારી પાછળ, (૨) ઇસુ મારો તારી પાછળ ચાલીશ.

૫૯ *I'll do what Jesus bids me do*

જે ઈસુ કહે તે હું કરીશ (૨ વખત) તે મુઓ મારે કાજ.

૬૦ *Apostles of Fire.*

આગી પ્રેરિતો, (૨) દેવ લઇને બનાવજે
આગી પ્રેરિતો,

૬૧ આવોરે આવો વિશ્વાસથી આ લોહીની તીરથમાં;
તે થકી તમારૂં હૃદય બરફના જેવું શુદ્ધ થશે.

૬૨ *Jesus, Thou Lover of Souls.*

ઈસુ, આત્માના પ્રીતમ છે
તુજ આત્માથી મને ભરજે, ઈસુ૦

## ૬૩ *Now I am coming.*

હું તારી પાસે આવું છું, પ્રભુ; હાલ મને પૂર્ણ શુધ્ધ કરજે.
પ્રભુ, મજ પર પોતે રાજ ચલાવ;
મજમાં, મજથી તારી ઇચ્છા થાવ !
મારી પાસે તારૂં કામ કરાવ. મારી અરજ તું સાંભળે છે.

## ૬૪ *Blessed Lord Sanctify my will.*

મજ ઇચ્છાને પવિત્ર કર, મનમાં કરતથા રાખ નિર્મળ;
તારા આત્માથી મને ભર, પાપીઓને તારવા મોકલ.

## ૬૫ *Jesus! Oh how sweet.*

ઇસુ ! કેવું મીઠું નામ ! ઇસુ ! અદ્ભૂત તેનું કામ !
ઇસુ ! સ્તવો લોક તમામ ! છે સ્તુતિ યોગ્ય સદા.

## ૬૬ *Holy spirit come.*

શુધ્ધ આત્મા આવ (૨)
બાપના વચનવાળો, શુધ્ધ આત્મા આવ.

## ૬૭ *Oh breathe upon me.*

રે મને તારો આત્મા દેજે તારનાર;
મનમાં પ્રકાશ પાડ, દોષ મારો દેખાડ;
રે તારી પૂર્ણતા હું હાલ ચાહુંછું,
સૌ સદેહ મારો છેકજ મટાડ.

## ૬૮ *Coming this way.*

આવે છે રે, હા, આવે છે રે, એક મોટી જાગૃતિ આવે છેરે;
કરો વિશ્વાસ,શ્રમ ને પ્રાર્થના,એક મોટી જાગૃતિ આવેછે રે.

૬૯ *My Chains fell off.*

સૌ સાંકળ મારી તુટી, મજ આત્મા ગયો છુટી,
હું પાછળ ગયો ઉડી ઈસુના પગલામાં.

૭૦ *Oh! the Love of Jesus.*

પ્રેમ ઈસુનો કેવો (૩) તેનું વર્ણન મારાથી ન થાય.

૭૧ *Oh! Come to my Heart, Lord Jesus.*

મારા મનમાં પધાર, પ્રીય ઈસુ, તારે માટે છે ઠામ તૈયાર;
મારા મનમાં પધાર, પ્રીય ઈસુ, હાલ તારે માટે છે ઠામ તૈયાર.

૭૨ *Enter, enter right into my heart Lord.*

માંય આવ, માંય આવ, મારા મનમાં પ્રભુ;
માંય આવ હાલ, માંય આવ હાલ. (૨)

૭૩ *Flowing, flowing.*

વહે છે, વહે છે, ખ્રીસ્તનું લોહી વહે છે;
વહે છે, સદા વહે છે, પાપને ધોવા કાજ.

૭૪ *Oh for showers.*

હે કે સુકી ભુમી ભીંજાય, ધર્મસજીવન હાલ જોઇએ;
હે કે વધારે પ્રાર્થના થાય, ધર્મસજીવન હાલ જોઇએ.

૭૫ *He walks with me.*

મજસાથ ફરે ને વાત કરે, તું છે મારો કે' છે;
ને હર્ખ બહુ થાય મારા મનની માંય,
એવું સુખ જગમાં છે નહિ.

૭૬ *Underneath are the.*

ભુજ સનાતન મારી તળે છે (૨)
કેવું મન હરખાય, ઝરા નથી ભય,
ભુજ સનાતન મારી તળે છે.

૭૭ *Give me faith.*

દે વિશ્વાસ, ખૂબ વિશ્વાસ, દે મને ત્રાતા દેવ,
હરવેળે, સૌ જગ્યે મોતલગી.
મારી હિમ્મત હજારગણી તું વધાર,
મને નિડર શૂરવીર કર, તારનાર;
દે વિશ્વાસ, ખૂબ વિશ્વાસ, દે મને, ત્રાતા દેવ
હરવેળે, સૌ જગ્યે મોતલગી.

૭૮ *Grace abounding*

કૃપા પુષ્કળ છે મારે કાજ; કૃપા પુષ્કળ મજ કાજ,
છે આ સુંદર વચન દેવના લેખોમાંજ;
કૃપા પુષ્કળ છે મારે કાજ.
કૃપા પુષ્કળ મારે કાજ. કૃપા પુષ્કળ મજ કાજ.
જ્યાં પાપનું હોય જોર ત્યાં કૃપા ભરપૂર,
કૃપા પુષ્કળ મજ કાજ.

૭૯ *You can tell out.*

તું તો સુવાર્ત્તા કહી શકશે, તું, હા, તુંજ
કોકનું મન તેથી હરખાશે, કોકનો બોજ હલકો કરાશે,
તું તો સુવાર્ત્તા કહી શકશે, તું, હા; તુંજ.

૮૦ *Coming to Thee.*

તારી પાસે, તારી પાસે, હું છું તારી પાસે આવનાર
મારા મનને ધોવા, હીમના સરખું હોવા
તારી પાસે, ત્રાતા, છું આવનાર.

૮૧ *Oh speak!*

તું કહે, તું કહે જ્યારે હું તારી આગળ છું.
ને જે તું મને બતાવે છે, તે પ્રમાણે, હે પ્રભુ, કરીશ હું.

૮૨ *Nothing but the Fire.*

કેવળ અગ્નિથી ( ૩ વખત ) પુરો થાઉં;
પાપી જગને તારવા કાજ, કેવળ અગ્નિથી પુરો થઉં.

૮૩ *Keep me unspotted from sin.*

કલંક વિના મને રાખજે, તારનાર,
કલંક વિના મને રાખ, પ્રભુ;
હું તારે કાજ જીવીશ ને સૌને જણાવીશ
તારી મોટી પ્રીતિ વિષે.

૮૪ *Give me a heart like Thine.*

તારા જેવું મન દે, તારા જેવું મન દે,
તારી અજબ શક્તિથી, હર ઘડીએ કૃપાથી, તારા સરખું મન દે.

૮૫ *Following Jesus ever day by day.*

ઇસુની પાછળ રોજરોજ ચાલું છું,
દુઃખ નહિ થાય જો પાસ હોય ઇસુ;
રાત્રે ને દિવસે ગોઠે તેમ થાય,
સૌથી વહાલો છે ઇસુ મારો રાય.

૮૬ *Victory for me.*

મારે કાજ જય, મારા તારનારના લોહીથી,
મારે કાજ જય, તેના લોહીથી.

*Choruses with Songs*—ગીતો સાથેની ટેકો.



| | | | |
|---|---|---|---|
| આપણી ચાલ | ૧૧૪ | મનમાં પધારી | ૧૧૬ |
| ઈશ્વરા ! | ૧૦૮ | રે જાગૃત કર | ૨૮ |
| ઈસુજી તારવા | ૧૧૯ | વાડીમાં સાંભળો | ૧૬ |
| તારા પગલામાં | ૨૩ | વેલા વેલા | ૧૨૩ |
| દેવે દીધું છે | ૧૧૭ | સર્વ શક્તિવાન | ૧૧૦ |



૮૭ *Tune:—Maple leaf.*

આગળ ચાલો ! આગળ ચાલો ! આગળ ચાલો એક સંપથી.
જગ ઘેરનાર મુક્તિફોજ ઉપર આશિષ આપજે પ્રભુજી.

૮૮ સેના આવી છે જી; આપણા ગામમાં આવી છે જી
સર્વ લોકનાં પાપ છોડાવવા, મુક્તિ પમાડવા આવી છે જી.

૮૯ *Thy Soldier I will be*

હું ચાલીશ તારી પાછળ, તું જ્યાં લઇ જશે ત્યાં;
હું ચાલીશ તારી પાછળ પરદેશમાં ને પરગામ;
હું ચાલીશ તારી પાછળ, સાચો રહી સદા,
દુ:ખ સુખની માંય,ગોઠે તેમ થાય, હું થઇશ તારો સિપાઇ.

૯૦ *Lift up the Army banner.*

ધ્વજને ઉંચો કરો 'લોહી ને આગ;'
'લોહી ને આગ' ન કરો ત્યાગ;
ધ્વજને ઉંચો કરો 'લોહી ને આગ,'
કે' છે મુક્તિનો સંદેશો

૯૧ *For the Cross, the colours.*

થંભ, ધજાને દેવના રાજને માટે
લાખો લોકો જોઇ રે' છે વાટ;
લાંબા હાથ કરી અનેક દેશમાથી
તેઓ બોલે આવ પ્રભુનું માની;
તેની સહાય કરવી જોઇએ, દરેકની છે જરૂર
જ્યાં લગ આખું જગ ન મુકિત પામે
ને તેના મહિમાએ થાય ભરપુર.

૯૨ યુદ્ધમાં ટકી રહો યુધ્ધમાં ટકી રહો,
ટકી રહો અંત રહો સુધી;
જો ટકી રહો સદાય તો હારી નહિ જવાય,
માટે ટકી રહો અંત સુધી.

૯૩ *Forward soldiers*

આગળ ચાલો સિપાઇઓ યુદ્ધમાં,
વૈરી સાથે કરવાને લડાઇ;
જય પામીશું કેમકે સર્વ છીએ,
હિંમતવાન સિપાઇઓ મુકિત ફોજની માંય.

*Tune;-There is rest for the weary.*

૯૪ ભાઇઓ, આગળ આગળ ચાલો (૩ વખત)
તમે પામશો જય.

૯૫ *Fighting, fighting on the narrow*

લડતાં લડતાં ચાલીએ અમે,
છે રસ્તો તંગ ને કઠણ જંગ પણ જીતીશું આગે.

૯૬ *We'll roll the old chariot along.*

મુકિતફોજનો રથ અમે દોડાવીશું, તેને કદી નહી રોકીશું.

૯૭ *No; we never will give in.*
અમે કદી હારી જવાના નથી, કદી નહિ ! કદી નહિ !
અમે કદી હારી જવાના નથી,
સદા જયવાન રહેવા ઠરાવ્યું છે અમે.

૯૮ *So we'll stand the storm.*
ખમીશું આંધી, બંધ થશે જલદી, પછી લંગર નાંખીશું.

૯૯ *The Army's coming clear the way.*
મુક્તિફોજ આવે છે ખસી જાઓ,
મુક્તિફોજ આવે છે તોપ ચલાવો,
ઇસુ જગને જીતી લેસે મુક્તિફોજ આવે છે ખસી જાઓ.

૧૦૦ *Tune—' Tipperary.'*
જ્યારે રસ્તો કઠણ લાગે; જ્યારે મન દુઃખી થાય
જ્યારે રસ્તો કઠણ લાગે, અને થાકી બહુ જવાય;
જ્યારે રસ્તો કઠણ લાગે, ચોફેર લાગે ભય
ત્યારે વિશ્વાસ રાખી આગળ ચાલું, ઇસુ આપશે જય !

૧૦૧ *If Jesus goes with me I'll go.*
જો ઇસુ પણ આવે તો જઇશ, જ્યાં હોય ત્યાં,
જો તે પાસે હોય તો મન હરખાય, જ્યાં હોય ત્યાં
હું તેનો થંભ ઉંચકીને જઇશ—સમજી માન,
જો ઇસુ પણ આવશે તો જઇશ, જ્યાં હોય ત્યાં.

૧૦૨ *Stick to the Army*
સ્થિર રહેજો ફોજમાં, ભાઈઓ, નહાસી જતા મા
સ્થિર રહેજો ફોજમાં, બેનો, ટકી રહો બધાં !
છે સેનાપતિ ઈસુ, તે પર રાખો વિશ્વાસ,
તે કરશે જયવાન ને લઈ જશે આકાશ.

## ૧૦૩ Gird on the Armour.

હથીઆર સજીને યુદ્ધ કરવા ધાઓ,
નિશ્ચય કરીને જીતનારા થાઓ.
ત્યારે જાણશે શત્રુ તમે ગમે ત્યાં હશો,
કે તમે ઈસુના સિપાઈ છો.

## ૧૦૪ When the trumpet sounds.

રણસીંગડું જ્યારે વાગશે તૈયાર છું; જવાને, જવાને,
રણસીંગડું જ્યારે વાગશે તૈયાર છું.
દેવને મળવા હું તૈયાર છું જવાને.

## ૧૦૫ We shall bring dear India.

ઈસુની ગમ લાવીશુ આખુ હિંદુસ્તાન.
અને તેના લોકો ગાશે મુક્તનું ગાન
આમેન ! આમેન ! અમે પામીશું જય
આમેન ! આમેન ! સૌ પાપનો થશે ક્ષય !

## ૧૦૬ We shall Conquer all.

અમે જીતીશું, સૌને જીતીશું,
ખ્રિસ્તપર વિશ્વાસ રાખી કદી નહિ હારીશું;
અમે જીતીશું, સૌને જીતીશું
જો વિશ્વાસ કેવળ રાખીશું તો જીતીશું.

## Choruses with Songs–ગીતો સાથેની ટેકો.


| | | | |
|---|---|---|---|
| આગળ, આગળ | ૪૦ | સોનેરી વીગ | ૨૧ |
| ઉઠો, ચોધ્ધો | ૩૫ | સિપાઈ થવા | ૩૮ |
| ખ્રીસ્ત રાજા | ૧૦૩ | સુણો યુદ્ધનો | ૧૨૧ |
| ચાલે છે યુ૦ | ૧૨૦ | શૂરા સિપાઈઓ | ૧૨૨ |
| પાછળ, પાછળ | ૬૭ | | |

## *Index to Songs*—ગીતોનું સાંકળિયું.


| | | | |
|---|---|---|---|
| અંધકાર હતો | ૧૬ | ઈસુની મુસીબત | ૪૩ |
| અમે ઈસુને | ૮૯ | ઈસુ તારણ૦ | ૫૫ |
| અમે માનીએ | ૧૨૪-૫ | ઈસુએ બચા૦ | ૫૭ |
| આખા જગના | ૭ | ઈસુ પાયે | ૫૮ |
| આવો ગઈએ | ૧૫ | ઈસુ જગનો | ૬૫ |
| આકાશમાં મ રા | ૩૯ | ઈસુ છે મા૦ | ૧૦૧ |
| આવી છે | ૪૯ | ઈશ્વરા ! | ૧૦૮ |
| આવો ભાઈઓ | ૫૨ | ઈસુજી તારવા | ૧૧૯ |
| આવો તેની | ૫૩ | ઈસુ આવ્યા રે | ૮૦ |
| આવો ભા૦ આ૦ બે૦ | ૮૫ | ઈસુ નમ્ર | ૧૩૪ |
| આવો, આ૦ ઈસુ | ૮૮ | ઈશ્વરની ખરી | ૩૬ |
| આનંદ થયો રે | ૯૨ | ઈશ્વરનો અવતારરે | ૬૭ |
| આવોરે સાથી૦ | ૯૩ | ઈશ્વર સંગ ૯૦ | ૧૩૫ |
| આવો ઈસુના | ૯૬ | એક આથી૦ | ૮ |
| આપણો ઘેટા પાળક | ૧૦૦ | એલીયાના | ૨૮ |
| આત્માના સુરજ | ૧૦૫ | ઓ૦ બળવાન. | ૧૦૯ |
| આપણી ચાલથી | ૧૧૪ | કાલવરીના | ૪ |
| આશીર્વાદ દે | ૧૩૨ | કરેલી છે | ૧૩ |
| ઈસુ વિષે | ૨ | કેવો આનંદ | ૮૬ |
| ઈસુ છે નામ | ૬ | કેવો સુમિત્ર | ૧૦૪ |
| ઈસુ મજપર | ૯ | ખડક ચીરેલા | ૧૦ |
| ઈસુના નામને | ૧૮ | ખરો દ્રાક્ષવેલો | ૧૭ |
| ઈસુ તારી | ૨૦ | ખોળી લ્યોરે | ૬૮ |
| ઈસુ તેં તો | ૯૪ | ખ્રીસ્ત રાજા | ૧૦૩ |

| | | | |
|---|---|---|---|
| ઈસુ હુંતો | ૨૩ | ગગન મધ્યે | ૧૨૯ |
| ચાલે છે યુ૦ | ૧૨૦ | પહાડપરની | ૪૫ |
| છીએ જયવાન | ૩૪ | પહેલું રે પગ૦ | ૭૭ |
| છુટકો છે | ૫ | પાપીઓ કેમ | ૪૮ |
| જુઓ, જુઓ | ૩ | પાપીઓનો તારનાર | ૫૪ |
| જય પામવાને | ૩૩ | પૂરી મુક્તિ | ૩૦ |
| જગ ત્રાતા | ૬૬ | પ્રીય દેવ તું | ૨૭ |
| જગ, દેહ, | ૭૩ | પ્ર૦ ઈસુ દયા૦ | ૫૧ |
| જય જય પ્ર૦ | ૧૦૨ | પ્રેમ અપારના | ૬૧ |
| જીવનનો ઝરો | ૯૦ | પ્રભુનો માર્ગ | ૭૮ |
| જેનો છે વિ૦ | ૧૧૮ | પ્રભુ મને મુક્તિ | ૮૨ |
| જેના ઘરે | ૬૨ | પ્રભુ પોતે | ૮૩ |
| જ્યારે યુધ્ધ કઠણ | ૩૭ | પ્રભુ ઈસુની | ૯૮ |
| તારા વિના | ૭૨ | પ્રભુ મારો પા૦ | ૧૦૭ |
| તારી પા૦ ચાલીશું | ૯૭ | ફોજને જુઓ | ૨૧ |
| તું તો ઈસુ | ૭૪ | ફોજની સ્થાપન | ૧૩૬ |
| તમે તસ્દી | ૧૧૨ | બહુ કાળ લગ | ૧૪ |
| દેવનું કામ | ૩૮ | બુધ્ધિ શીખો | ૬૪ |
| દેવે જોઈ | ૪૨ | બેઠેલા હતા | ૧૩૧ |
| દેવે દીધું છે | ૧૧૭ | બેથાનિયા | ૧૩૭ |
| ધન છે તે દિ૦ | ૧૯ | ભાઈઓ સ્વર્ગેથી | ૪૬ |
| ધન ચૌવન, | ૫૫ | ભાઈઓ મુક્તિ | ૭૦ |
| નાશ નાશ રે | ૫૯ | મન મારૂં સ્થિર | ૧૨ |
| નાનો દીવો | ૯૯ | મસીહા મારા | ૪૪ |
| ન રાખે ગુસ્સો | ૧૧૧ | મનડે રહેજો | ૪૭ |

| | | | |
|---|---|---|---|
| પરમેશ્વર બોલે છે | ૧૧ | મહા મહિમાએ | ૫૦ |
| મનમાં પધારી | ૧૧૬ | વેષ બદલે | ૬૦ |
| મને મળ્યું | ૨૨ | સફાઈ મારે કાજ | ૨૪ |
| મારા દેવની | ૨૫ | સત રસ્તાનું | ૭૬ |
| માણસ ધૂળ | ૬૩ | સઘળું મૂકી | ૯૫ |
| મારા પ્રાણ પ્રીય | ૮૭ | સર્વ શકિતમાન | ૧૧૦ |
| મારો બાપ આ૦ | ૧૦૬ | સર્વ પ્રસંગે | ૧૧૩ |
| મિત્રો થાણું | ૭૫ | સાભળો ગાએ છે | ૧૩૦ |
| મુકિતનો કરો | ૪૦ | સાંભળો સાંભળો | ૬૬ |
| મુકિત મુકિત | ૮૪ | સો ખ્રીસ્તને | ૪૧ |
| મુ૦ ફો૦ના મુળ | ૧૨૬-૭ | શત્રુને જીતનાર | ૩૨ |
| યુધ્ધની ધુમ | ૩૫ | હરખાઓ, હરખાઓ | ૧૨૮ |
| રે ધન્ય તેને | ૭૧ | હવે ઈસુ દે છે | ૫૬ |
| રચી રચી તેં | ૧૩૩ | હતો પાપી | ૮૧ |
| વધસ્તંભને ધા૦ | ૧ | હે તું પૂર્ણ પ્રેમના | ૧૧૫ |
| વ૦ પાસ રાખ | ૨૯ | હે તું દરેક દેશના | ૩૧ |
| વહેલા પ્રભુજી | ૧૨૩ | હે દેવ તું મારો | ૨૬ |


## *Grace before Meat*-જમણ પહેલું.

હે પ્રભુ, હાલ તું હાજર થા તું મેમાન હો આ ભોજનમાં
આ અન્ન પર તારો આશીષ દે ને સદા સાચા રાખ અમને.

## *Grace after Meat*-જમણ પછી.

આ અન્ન કાજ માનીએ ઉપકાર, પ્રેમ તારો અમ પરછે અપાર,
આકાશની રોટલી અમને આપ,ને દૂર કર જગમાંથી સૌ પાપ.

# ફોજના સિપાઇઓ માટે પ્રાર્થનાઓ.

## સવારની પ્રાર્થના.

હે અમારા આકાશમાંના બાપ, તું હમણાં અહીં અમારી પાસે છે. તારી સંભાળને માટે તથા તારા મોટા મુક્તિદાનને માટે અમે તારો ઉપકાર માનિએ છિયે. અમને પાપથી તારવા સારૂ તેં પોતાનો એકનો એક દિકરો સ્તંભપર મરવાને આપ્યો છે. અમે આજનો દિવસ અમારો વધસ્તંભ ઉચકીને તારી પાછળ ચાલિયે માટે અમારી સહાય કર. બીજા કોઈને તારી ગમ લાવવાને અમારી મદદ કર. તું મારી પ્રાર્થનાનો ઉતર આપે છે એવો હું વિશ્વાસ રાખું છું. તારા વ્હાલા પુત્ર પ્રભુ ઈસુ ખ્રીસ્તના નામથી માગું છું. આમેન.

## સાંજની પ્રાર્થના.

હે અમારા પ્રેમી, ન્યાયી તથા પરમપવિત્ર દેવ, તેં આજે અમારાપર જે મહેરબાની બતાવી છે તેને માટે હું તારો આભાર માનું છું તું કૃપા કરીને મારા કુટુંબના દરેક માણસને તથા મારાં બધાં સગાં વ્હાલાંઓને તેઓની અગત્યતા પ્રમાણે આશીર્વાદ આપ નામદાર શહેનશાહ તથા તેમના કુટુંબને તથા સરકારને આશીર્વાદ આપ. અમારા પ્રીય જનરલ સાહેબને તથા આખી ફોજને આશીર્વાદ આપ, તથા આજની રાત અમારી સંભાળ કર. એ સઘળું અમે ઈસુના નામથી માગિયે છિયે. આમેન.

## *By Duty's Path.*

"ખાલિકને તો પૈદા કિયા હૈ." એ રાગ."

ફરજની વાટ કિનાર વહે છે કૃપાની ધાર,
તે વાટમાં જે જનાર, તેને છે સુખ અપાર.

ઇસુ છે અંદર, હું તેનું મંદિર તે છે મારો મદદગાર;
તે છે આગળ, હું છું પાછળ, મજ પર તેનો છે બહુ પ્યાર.

સત્યને ઝાલું, આત્માએ ચાલું, ખરૂં કરવા છું તૈયાર;
વી રીતે જીવન ગાળું તેથી જીવું વારંવાર.

મારા ત્રાતા, લે મને હાથમાં, અમર આત્માઓને તાર;
વાઈને પરિશ્રમે તું છે ફત્તેહ પમાડનાર.

## *Masih Tu mera Pyara hai.*

તું પ્રાણ પ્રીય મારો, ને મનનો છે પ્રકાશ.
મારે બદલે મરાયો, હે મારા પ્રીતમ ખાસ.

તાનના બંધમાં હું હતો, ને હતો પાપનો દાસ,
પણ તેં મારાપર પ્રેમ કીધો, હે મારા પ્રીતમ ખાસ.

હું જખમી થયો ને લાચાર, ને મુકવા લાગ્યો આશ
પણ તું થયો મારો તારનાર, હે મારા પ્રીતમ ખાસ.

સૌ લોકે મારો ત્યાગ કીધો, કોઇ નહોતું આવતું પાસ
કે મને સોડમાં તેં લીધો, હે મારા પ્રીતમ ખાસ.

હવે ઇસુ હું તારો છું, રાખી સત્ય વિશ્વાસ,
હું સૌથી તને ચાહું છું, હે મારા પ્રીતમ ખાસ.

---

# Are You Saved?

## શું તમને મુક્તિ મળી છે?

જો મળી હોય તો તમારે મૂર્તિ તજી દઇને જે એકલો ખરો તથા જીવતો દેવ કરવી.

પ્રભુ ઇસુ ખ્રીસ્ત એજ દેવનો ખરે છે. તેને આસરે તમારે દેવની પાસે આવવું.

ઈસુ ખ્રીસ્ત તમને પાપથી બચાવ વધસ્તંભ પર જડાયો, મરણ પામ્યો પણ મુએ સજીવન થઈ ઉઠડાયો અને હમણાં આકાશ આગળ તમારે સારૂ વકીલાત કરે છે.

જો તમે પાપનો ખરો પસ્તાવો બુડાઇને તજી ઈસુ પર વિશ્વાસ લાવશો તો તે તમ બચાવશે.

### હમણાંજ મુક્તિ પામો.

હે દયાળુ તથા ન્યાયી દેવ, મજ પાપી પર કર. તારા વ્હાલા દિકરા ઇસુએ મારે બદલે પાપની ભોગવી છે. હું તારી બતાવેલી ઈચ્છા પ્રમાણે પ પસ્તાવો કરીને ઈસુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખી પ માફી માગું છું. તું વચન પાળીને મને તારે છે વિશ્વાસ હું હમણાં રાખું છું. હું હવે પછી તારી થી શક્તિ પામીને પાપથી દૂર રહીશ. હે પ્રભુ સહાય કર. આમેન.

મને મુક્તિ મળી છે. હાલેલુયા!